સુધરેલી રીત મુજબ.
વર્નાક્યુલર ટેક્સ્ટ બુકસ રીવિઝન કમિટીએ
→ તૈયાર કરેલી. ←

# કન્યા વાચનમાળા

# પુસ્તક પહેલાના અર્થ

રચનાર—મેસર્સ. સી. ડી. એન્ડ કો.
રચનારનું ઠેકાણું—શાહપોર-સુરત.

પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું-શાહપોર-સુરત.



છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ
છાપવાનું ઠેકાણું—શંકર પ્રી. પ્રેસ ચવટાના પુલપર સુરત.
સને. ૧૯૨૧] કિંમત ૦-૪-૦ [સં. ૧૯૭૭

# કન્યા વાચનમાળા ભાગ ૧લાના અર્થ.



પાઠ ૧ લો.

શહેનશાહ=મહારાજા-
ધિરાજના રાજા
સંગીન=મજબુત; જો-
રાવર
પુરાતન=ઘણું જુનું.
ચરિત્ર=વૃત્તાંત; હેવાલ.
જ્યેષ્ઠ=મોટા
પ્રિન્સ ઓવ વેલ્સ=વેલ્સ
પ્રાંતનો રાજપુત્ર.
ઇલકાબ=ખિતાબ
નિખાલસ=ખુલ્લા મનના
નૌકાશાસ્ત્ર=વહાણ ચલા-
વવાની કળા.
યોજના=ગોઠવણ
અત્યંત=ઘણો જ.
તાલીમ=કેળવણી
[illegible]=[illegible]રી
[illegible] કરી
[illegible] તે

ચાલુ=કાયમ.
પદવી=ઓદ્ધો
પ્રવીણ=માહીતગાર
નિશ્ચય=ઠરાવ
ક્રમેક્રમે=એક પછી એક
બાંધો=બંધારણ
નિર્માણ=નક્કી
યુવરાજ=ગાદીનો વારસ
આદરસત્કાર=આવકાર
લથડવા=બગડવા
રાજ્યાભિષેક=રાજગાદી
પર બેસાડવાની ક્રિયા
પાયતખ્ત=રાજધાનીનું
શહેર
આબાદી=ચઢતી

પાઠ ૨ જો

નણંદ=વરની બેન
કદ=ઘાટ
નેફો=ચણીઆના જે
ભાગની અંદર પાટી
ઘાલવામાં આવે છે તે
કુચો=કુચડો
બહાનું=ઓઠું; ખોટું
કારણ
ચીતરી કાઢયાં=ગમે તેમ
લખી કાઢયાં
નકલ=બરાબર ઉતારો
કરવો તે
લપસપાટ=જોઇએ તે
કરતાં વધારે ઉતાવળ.

પાઠ ૪થો

વિવેક=સહુકાઇ
ઠેસ=ઠોકર
ચાકળો=ચામડા વગેરેનું
રૂથી ભરેલું ગોળ
આસન
ચીંદરડી=લુગડાનો ક-
કડો.
ખાતર=બદમાશ
વય=ઉમર

મોટા મનનાં=ઉદાર દીલના

આદરસત્કાર=આવકાર; પરોણાગત

ટળાવી=મટાડી

મફતની=વગર પૈસાની

પાઠ ૫મો.

ચોરો છો=ઉંઘો છો

શરમીંદા થઇને=લજવાઇને.

વાળુ=રાતનું જમવાનું

તોપ પડવી=મોટાં શહેરોમાં વખત જણાવવા માટે તોપનો અવાજ કરવામાં આવે છે તે

મહાવરો=અભ્યાસ: ટેવ

સાંચ્યું=બચાવ્યું, ભેગું કર્યું

સમજુતી-વહેલા સૂઇ જાય અને વહેલા ઉઠે તે જરાપણ દુ:ખ જુએ નાહ; કારણ કે ઘણી તાકાત, અક્કલ અને દોલત વધે છે તેથી તેને બધાં સુખ મળે છે.

પાઠ ૭મો

ધીરજ=સબુરી

ના પસંદ=અણગમતા

ચટકારૂં=વટકણું

ટીક ટીક કરવું=બડબડવું

અણગમો=નાખુશી

કંટાળો=ચીતળી; ત્રાસ

કૃત્ય=કામ

સંભાળ=સાવચેતી

પૂરતી=જોઇએ તેટલી

સાવચેતી=સંભાળ

શત્રુવટ=વેર; દુશ્મનાઇ

બળાપો=ગભરામણ

સમાચાર=ખબર

રંગ=મજા

ભંગ=નાશ

ફળાદિ=ફળ વગેરે

હરી ગયો=છાની રીતે લઇ ગયો

પતિ=ધણી; વર

રાક્ષસ=દૈત્ય; અસુર

છુટકારો=છુટકો

આરોપ=આળ

પાઠ ૮મો

શોખ=છંદ; નાદ

'ફરે તે ચરે અને બાંધ્યા ભૂખે મરે'=મતલબ કે માણસ મહેનત કરે, તો તેને તેનું ફળ-ખાવાનું મળે; પણ જો મહેનત ન કરે, તો ભૂખે મરી જાય.

લાગુ=બંધ બેસતુ

સીમ=ખેતર

અર્થ=મતલબ

કહેવત=કહેતી. અનુભવ સિદ્ધ વાક્ય.

બોધ=શિખામણ; ઉપદેશ.

માંદલાં=માંદા જેવાં

કામણ=જાદુ; વશ કરવાની યુક્તિ

પાઠ ૯મો.

છંદ=શોખ, નાદ

બાગફગુદિ=[illegible]

બારે=ઘણો
વડ સસરા=મોટા સસરા; વરના બાપના બાપ
સ્નાન=નહાવું તે
વીત્યા=ગયા
ક્ષય=છાતીમાંથી ગળફા પડે અને શરીર ઠંતાતું જાય એવો રોગ
આગ્રહ=મંડયા રહેવું તે
ઠંતાઇ=તવાઇ
જોટવાં=વેઢ
છવિટિઆં=સ્ત્રીને પગની આંગળીએ પહેરવાની ઘુઘરીવાળી વીંટીઓ.
ફૂલ=ફુલના ઘાટનું ઘરેણું.
ફુલવાળીઓ= }
બુબડી= } ઘરેણાનું નામ છે.
વેણીઉં=કાનની લાલીમાં પહેરવાનું એક ઘરેણું
લવીંગ=લવેંગના આકારનું કાને પહેરવાનું સોનાનું ઘરેણું.
છંદ=હાથે પહેરવાનું ઘરેણું
દામણી=કપાળની છેક ઉપર પહેરવાનું હીરા મોતીનું ઘરેણું
નાગફણી=એક જાતનું ઘરેણું
અણુગમો=કંટાળો

પાઠ ૧૧મો

ગળગળી થઇને=રડવા જેવું મો કરીને
માઠી ખબર=દુઃખદાયક સમાચાર
ખેદ=દીલગીરી; અફસોસ
પત્તો=ઠામ ઠેકાણું
ખોળમખોળ=શોધાશોધ
લાસ=મુડદું; મરી ગએલું પ્રાણી.
ઠાવકી=ડાહી
ઓતાડો=કોઇ જતું આવતું ન હોય એવી જગામાં આવેલો; એકાંત
નોતર=જમવા આવવાનું કહેણ કહેવાનું કામ
બારોબાર=દૃષ્ટાંત; ઉદાહરણ
ટાણેટચકે=સારા અવસરે
શોભા=ખુબસુરતી
ચાલ=રીત; ધારો
વખોડે=નિંદે

પાઠ ૧૩મો

ચાંદો=એબ, ખોડ
નસીબદાર=ભાગ્યશાળી; ધારેલો લાભ સહેલથી મળે એવી.
ખુદા=ઇશ્વર
ઉછેદીઉં=છોકરાં વગર મરી જાય તેની મા-

ક્ષમતા મજો તે
ઍોડો=ચાંદાં
આટો નીકળી જાય છે =સખત મહેનત કરવી પડે છે.
કાળજું ઠરે=સંતોષ પમાડે
વારસ=હકદાર
રણશીંગડું=તતુડું.
માંજરી=ભુરા ડોળા વાળી
ખોડીલો=ખોડવાલો
કરડી=આકરી, મારકણી
કન્યા=કુંવારી છોકરી
કદરૂપી=બેડોળ
અજવાળું કર્યું=આબરૂ મળવી

પાઠ ૧૪મો

ભોજાઇ=ભાઇની વહુ
ચાવલી=બહુ બોલી મીઠું મરચું ભભરાવે=વાત રસિક કરવા માટે પોતાના તરફના શબ્દ ઉમેરે.
ઠપકો=ગુનાહના બદલામાં કડવાં વેણુ કહેવાં તે
દાવો=હક
દાખવશે=બતાવશે
મહેણું=તોણું
લાજ=આબરૂ
પોળને મોઢે=પોળને છેડે
ગાંઠીઓ તાવ=તાવ સાથે ગાંઠ નીકળે એવો રોગ, એ રોગને અંગ્રેજીમાં પ્લેગ કહે છે.
ખરાખરી=ખરૂં ખોટું નક્કી કરવું તે
વગોણું=ફજેતી; નિંદા
શિક્ષા=સજા
પાત્ર=લાયક
અસર=લાગણી
શેરડા પડવા=શરમાઈ જવું; કાલવાઇ જવું; લજવાઇ જવું
વલે=હાલ; ફજેતી

પાઠ ૧૫મો

ગાળવા=ગુમાવવા
કાળજી=ફીકર; ચિંતા
સંભાળ-બરદાશ
ફરિયાદ=રાવ
વિતાડયું=દુઃખ દીધું
હેરાન=દુઃખી
ગેરહાજરી=હાજરી નહિ તે
નિશ્ચય=ઠરાવ
ફેર=ફરક: તફાવત
કુટેવ=ખરાબ આદત
ચેન=સુખ
લવરી=બવારી
દાકતર=અંગ્રેજી દવા કરનાર
પટાવીને=ફોસલાવીને
શોકવાન=દીલગીર; શોકાતુર
ઘવાયું=નંખાયું; કમશકિત થઈ
ગોઠવણ=બંદોબસ્ત

મંદવાડ=બિમારી, રોગ
છોકરવાદી=નાદાની
પસ્તાવો=દીલગીરી; અફસોસ

## પાઠ ૧૭મો

વઢકારી=વઢકણી; લડાઇ કરનારી.
બહાનાં=ઓઠાં
વારો=વખત
છુટકો=નિકાલ
શોક=દીલગીર; બેચેન
વળગો=લાગો
આય=શકિત
મુનિવ્રત=મુંગા રહેવું તે
ઉકળી=ખીજવાઇ
માર્ગ=ઉપાય
ખોળ=શોધ
દોઢ વાંક=એક આખો અને બીજો અડધો
વઢવાડ=લડાઇ
મિથ્યા=ફોકટ
ભાર=વકર

## પાઠ ૧૮મો

સોબત=સંગત
ફળ=પરિણામ
જૂઠ=જુઠાણું, ખોટાકું
અવગુણ=ખરાબ ટેવ
બનાવ=વાત, વિગત
સુચાલ=સારી ચાલ
જેવી સોબત તેવી અસર=જેવા માણસની સંગત હોય તેવા ગુણ આવે
સમજુતી—જો નઠારી સોબત મળે તો નઠારા કામ કરાય; સારી સારી સોબતથી હંમેશાં સારી ચાલ ચલાય.

## પાઠ ૨૦મો

દયા=રહેમ, મહેર
દાન=ધર્મ બુદ્ધિથી આપવું તે
છાતીફાટ=ઘણું
હડખાયું=હડખવા લાગેલું
ઓરવા=રાંધવા
ખરા દીલથી=અંતઃકરણથી
ઠઠ=જમાવ; ટોળું
રાહ=વાટ
આશીશ=સારી દુવા; આશિર્વાદ
આગ્રહ=ટાલાવાલા
સ્વાર્થી=મતલબી
પરગજુ=પારકાનું ભલું કરનાર
રૂઠે=નારાજ થાય; કોપે; ગુસ્સે થાય
બક્ષીસ=ભેટ, સરપાવ
હર્ષ=આનંદ, હરખ
અરે=કાળજી, ફીકર
ઉર=મન; દીલ
સુપાત્ર=લાયક યોગ્ય
સાથ=સાથે
સમજુતી—દુઃખી પ્રાણીને જોઇને જે માણસ મનમાં તેના દુઃખ દૂર કરવાની

કાળજી રાખે અને દયાળુ થઇને દાન (કરે) કરી જાણે; યોગ્યને દાન સારૂં છે; કહે છે કે હાથે દાન કરશે તે સાથે આવશે.

પાઠ ૨૧મો

મલીદો=એક જાતની ઉંચી વાની.
નવરાશ=ફુરસદ;નવરાશ
રોટી=રોટલી
ચાવલ=ચોખા
ખોટ=તંગાસ, તંગી
અસર=પાસ
વિસારે પડી=ભુલી ગઇ
સ્થિતિ=હાલત, દશા
તક=દાવ; લાગ
પોટકી=પોટલી
બંદગી=સ્તુતિ; વખાણ
લાખ=ઝાડનો રાતો ચીક
સંપાડવું=મેળવવું
રૂજેરજ=જરેજર
શરમ=લાજ
લાભ=ફાયદો

પાઠ ૨૩મો

સત્તા=હકુમત
તાગ=છેડો; અંત
અસંખ્ય=અગણિત
અપાર=પાર વગરનું
વાવાઝોડું=પવનનું તોફાન
યાદ=ફોમ
કાટકા=મોટા અવાજ
છળવું=ડરવું
દેવળ=દહેરૂં
અતિવૃષ્ટિ=ઘણોવરસાદ
દુકાળ=અનાજ પાણી ન મળે એવો વખત
હિમ=બરફ
ધરતીકંપ=જમીનનું હાલવું તે
જવાળામુખી=બળતો પહાડ
ભયંકર=ભયાનક
આનંદકારક=આનંદ આપનાર
મંદમંદ=ધીમેધીમો
સુખકારક=સુખ કરનાર
નિરંતર=હંમેશાં
અદ્દભુત=ચમત્કારી
ઝીણો=ઉંડો
આશ્ચર્ય=નવાઇ
દીગ=તાજુબ
અનંત=જેનો છેડો નહિ તે; પાર વગરનું
ઘોડા=મોજાં
છાયા=પડછાયો; ઓળો
સ્વપ્નાંવશ=સ્વપ્નાં આવે તેવી.

પાઠ ૨૪મો.

વિસાત=ગણુતરી હિસાબ
ઇંદ્રિયો=જે વડે કામ અથવા જ્ઞાન થાય છે તે
બ્રહ્માંડ=વિશ્વનો ગોળો
કાર્યો=કામો
સમર્થ=બળવાન
વ્યાપી=ફેલાયલો
સર્વ શક્તિમાન=બધી

શક્તિવાળો
સર્વવ્યાપી=બધે ફેલાયલો.
સર્વજ્ઞ=સઘળું જાણનાર
આપોઆપ=પોતાની મેળે
હેતુ=મતલબ
ઋતુ=રવ, મોસમ
દયાવાન=દયાળુ
આરોગ્ય=તંદુરસ્ત
સોસવું=વેઠવું, ખમવું
પૂર્ણ=પુરૂં
નારાજ=નાખુશ
ભાવ=આસ્થા; શ્રદ્ધા
પ્રાર્થના=અરજ; વિનંતી

## પાઠ ૨૬મો

પૂર=રેલ
મુશ્કેલ=અઘરી
વરાપો=વાંસ બાંધીને ટટ્ટી જેવું કરે છે તે
દોર=દોરી
વાત્રક=ખેડા જિલ્લામાં નદી છે
ભેખડ=ટેકરાનો ઝૂલતો ભાગ
ઢીંચણપૂર=ઘુટણ જેટલા
ભમરા=વમળ; પાણી ગોળ ચક્કર ખાય છે તે
પટ=પહોળાઇ
છોળો=મોજાં
વિઘ્ન=હરકત, ઇજા
પોચા કાળજાંની=બીકણ
છળી=ડરી
અધખોલો=એક બાજુએ થોડો ઉઘાડો

## પાઠ ૨૭મો

ભક્ષ=શિકાર, ખાવાનું
નિરાશ=ના ઉમેદ.
નિરાંતે=નિચિંતે
મરડીઆ=એક જાતના કાંકરા ( એ કાંકરાને પકાવવાથી તેનો ચો થાય છે.)
બેરખો=હાથે રહે એવી નાની માળા
કરણી=કૃત્ય, કામ, કરવું તે
વેણ=વચન
આતુર=ઇંતેજાર; તત્પર
હત્યા=મારી નાખવું તે, ઘાત
કાળ=વરસ, વખત
છળકપટ=છેતરવું તે, દગો
ભાસ્યું=લાગ્યું
ધાસ્તી=બીક
તલપ=કૂદકો
કુદકારો=છલંગ
વેષ=ડોળ
ઢોંગ=ચાળા, વેશ
પાખંડ=કપટ

## પાઠ ૨૯મો

ઘેરાવો=ફરતો ઘેર
ખરી ઉંચાઇ=સરાસરી ઉંચાઇ
ચઢવું=એક ઉપર ચ-

ઢવાનો માર્ગ
કિલ્લેબંધી=કિલ્લા કોટનું કામ
બુરજ=ઘુમટ
હૈયારખી=છાતી સુધી આવે એવી ભીંત
નરદમ=એકલા, નર્યા
વાર=યાર્ડ. ત્રણ ફુટ
સ્થિતિ=હાલત
ભવ્ય=ઘણાં મોટાં ને શોભીતાં
ખંડેર=પડી ગએલી ઇમારતો
ખડક=ખરાબો
ઉપલાણુ=ઉપરના ભાગે
પતાઇ રાવળ=પાવાગઢનો ધણી (તેના વંશજ બારીઆ ને ઉદેપુરના રાજા છે.)
છાતી રોકું=છાતી બરાબર ઉંચું
ખાઇ=ખાડી
પીર=મરણ પામેલા મુસલમાન સાધુ

દેરડી=દેવડી
દંતકથા=મોઢાની ચાલતી ખરી ખોટી વાત
વેષ=સોંગ
અલૌકિક=માણસમાં ન હોય તેવું, દૈવીના જેવું
રૂપ=ખુબસુરતી; દેખાવ
પાલવ=લુગડાની કોર
શાપ=બદદુવા
ખરાબી=પાયમાલી
તળેટી=પર્વતના મૂળ આગળની જગો
દિવાન=પ્રધાન; વજીર
ચૌટા=બજારો
આબાદ=સુખી

## પાઠ ૩૦મો

સંતોષી=સંતોષવાળા
વિદ્વાન=ઘણું ભણેલો પંડિત
પરમાર્થી=બીજાનું સારૂં ચાહનાર, પરગજુ

સુબોધ=સારો બોધ; સારી શિખામણ
માર્ગ=ઉપાય, ઇલાજ
કૃપા=મહેરબાની
વાંઝીઉં=છોકરા વગરનું
વિઘ્ન=હરકત
ઓછું આવે=મન કચવાય
સ્વામી=ધણી, વર
આરોગ્ય=તંદુરસ્ત
સાધન=સાહિત્ય; સામગ્રી
હેરાન=દુ:ખી
ખોટ=નુકસાન, ટોટો
અસંતોષ=સંતોષ નહિ તે
સંતોષી તે સદા સુખી=જે માણસ સંતોષ રાખે છે તે હંમેશાં સુખી રહે છે.
મંત્ર=ગુપ્ત વિદ્યા

સંભારવું=યાદ રાખવું

ભાગ પહેલો સમાપ્ત.

---

## પુસ્તક પહેલું ભાગ ૨ જાના અર્થ.

### પાઠ ૩૨ મો.

સીતા=રામની સ્ત્રી; જનકની પુત્રી; જાનકી.

જનક=મિથિલાપુરીના રાજા.

રામચંદ્ર=દશરથનાપુત્ર

ભાગ્યેજ=જવલ્લેજ.

સ્વયંવર=ઇચ્છા વરને માટે જે સભા ભરવી તે.

ખ્યાતી=વખાણ; તારીફ.

વરવા=પરણવા.

અયોધ્યા=સરયુ નદીને કાંઠે શહેર છે.

દશરથ=અયોધ્યાના સૂર્યવંશી અજ રાજાના પુત્ર.

વરમાળા=વરને પહેરાવવાની માળા.

આરોપી=પહેરાવી.

કૈકેયી=દશરથની નાની રાણી.

ખટપટ=કપટ; જંજાળ

વનવાસ=જંગલમાં રહેવું તે.

ખિન્ન=દીલગીર, દુઃખી

સ્વામિનાથ=પતિજી.

વીખુટી=જુદી

સમજુત=સમજણ.

એકની બે થઇ નહિ=માન્યું નહિ.

છેવટ=આખર.

માણું=ભોગવવું.

વિયોગ=જુદા પડવું તે.

સાથ=સંગાત.

સહન કરીશ=વેઠીશ; ખમીશ.

તત્પર=તૈયાર.

અથાગ=ઘણો.

આગ્રહ=હઠ.

અતિશય=વધારો; ઘણો

અઠસક=ઘણોજ.

ખાતર=માટે, વાસ્તે.

છળભેદ=કપટ.

હરણ કરી ગયો=છાની રીતે લઇ ગયો.

લંકા=સિંહલદ્વીપ એ હિંદુસ્તાનની દક્ષિણમાં બેટ છે.

અશોકવાડી=વાડીનું નામ છે.

નાજુક=દુઃખ ન સહન કરી શકે એવી.

આંખ ફેરવીને=ગુસ્સે થઇને.

ધમકી=બીવડામણ. દમ.

દૃઢતા=અડગપણું; પાકો નિશ્ચય.

સીતાનાં વીત્યાં=સીતી·

જીને જેટલાં દુઃખ પડયાં તેટલાં મેં વેઠયાં.

પાઠ ૩૩ મો.

પુરાણો=હિંદુઓના જુના ઇતિહાસનાં ગ્રંથો. પુરાણ અઢાર છે.

શ્રીકૃષ્ણ=દેવકીના પુત્ર. પરમાત્મા

જાદવકુળ=એ કુળનો મૂળ સ્થાપનાર યદુ નામનો રાજા હતો તે ઉપરથી એ નામ પડયું છે.

દ્વારિકા=કાઠિયાવાડના વાયવ્ય કોણમાં છે. હાલ એ ગાયકવાડ સરકારને તાબે છે, એમાં રણછોડજીનું દહેરૂં છે )

મૌર્યવંશ=મુરા રાણીનો વંશ.

સ્થાપના=મંડાણ; શરૂઆત.

મગધ=બહાર પ્રાંત

સંગમ=મોટી નદીને નાની નદી જે ઠેકાણે મળેછે તે જગા

સમર્થ=બળવાન

મિત્રાચારી=દોસ્તી.

યુનાન=ગ્રીસ. (એ યુરોપખંડમાં દેશ છે).

સુદર્શન=તળાવનું નામછે

પૌત્ર=છોકરાનો છોકરો

અશોક=મગધના રાજા; બિંદુસારનો પુત્ર

ઇ. સ પૂર્વે=ઇસ્વીસન પહેલાં.

નિરાધાર=આધાર વગરના.

ધર્મશાળા=મુસાફર લોકોને વગર ભાડે ઉતરવાનું મકાન; મુસાફરખાનું.

ધોરી=સરીયામ

ચોતરા=ચબુતરા.

સ્તંભ=થાંભલા.

મૂળતત્વો=જે મુદ્દા કે સિદ્ધાંતોપર ધર્મ રચાયો હોય તે

કાયમ=હયાત.

લેખ=લખાણ.

લિપિ=ભાષા.

મુખ્યત્વે=ઘણું કરીને

હિંસા=હત્યા; ઘાત,

વડીલ=મોટા

શ્રવણ=સાધુ.

ઉડાઉ=ગેરવાજબી ખરચ કરનાર.

સદાચાર=સારીચાલ ચલગત.

હિત=ભલું; કલ્યાણ.

મત=ધર્મ; પંથ.

વૃત્તાંત=હકીકત, બયાન

લાડી=વહુ.

લંકાની લાડી ને ઘોઘાનો વર=વહુ સિંહલદ્વીપની ને વર ઘોઘાનો.

પાઠ ૩૪ મો.

ઘેરો ઘાલ્યો=ચોતરફ

લશ્કર ગોઠવી દીધું.
નિર્ભાગ્યે=કમ નશીબે.
સામેલ=દાખલ.
સતી થવું=ધણીના મુડદા સાથે જીવતાં બળી મરવું તે.
અણીને વખતે=આખર ઘડીએ
ડુંમો=બીકથી કોઇ જોડે બોલતાં છાતી ધબકવી તે.
સમ્યા=મટયા.
ધર્મ=ફરજ; કર્તવ્ય.
આધીન=તાબે; વશ.
સલાહ=અભિપ્રાય.
વિઘ્ન=હરકત; અડચણ
કોટી કરવી=વહાલ આવવાથી ગળે બાઝવું તે
ગદગદ કંઠે=ગળામાંથી અચકતાં શબ્દો નીકળે એવા અવાજથી
અપાસરો=શ્રાવકનું દેવળ
અણધારી=ઓચિંતી
આફત=દુઃખ; સંકટ.

સુઝતું નથી=સમજ પડતી નથી
આભાર=પાડ, ઉપકાર
વાસ=રહેઠાણ; મુકામ.
પ્રસવ્યો=જન્મ્યો.
નમન કર્યું=નમસ્કાર કર્યા.
ફોજ=લશ્કર; સેના

પાઠ ૩૫ મો.

બારવટું=જંગલમાં રહી ને ગામ લૂટવાં તે.
કોઠલો=દહીં દૂધ વગેરે મૂકવાને માટી અથવા લાકડાનો એક ઘાટ
રાજ વંશી=રાજાને પેટે અવતરેલો.
રેખા=લીટીઓ; કાપા
પંજો=હથેલી ને આંગળાં મળીને જે હાથનો ભાગ થાય છે તે.
ઇરાદો=મનસુબો; વિચાર,
કામઠું=ધનુષ.

તીર=બાણ.
દૃઢતા=મનનું અડગપણું
ઉમળકો=હોંસ.
ખાતર=ચોર લોકો ઘરમાં પેસવાને પાડેલું બાકું.
આરોપ=તહોમત.
અનુમાન=ધારણા; અટકળ.
કલ્પના=ધારણા; અનુમાન.
તિલક=ટીલું.

પાઠ ૩૬ મો.

જુનાગઢ=ગીરનારની પાડોશમાં શહેર છે.
જોશી=જ્યોતીષ વિદ્યા જાણનાર.
માગું=માગણી
ભાટ=વખાણ કરનારી બ્રાહ્મણની એક જાત
બદલો=આભાર,
પદ્મની=ઉત્તમ વર્ગની સ્ત્રી.

વરે=સાથે.
ખાંડું=તરવાર; રાજા જાતે ન જતાં કેટલીવાર પરણવાને તરવાર; મોકલે તે.
બળાત્કારે=જોરજુલમથી
સગપણ=સગાઇ.
દરવાન=દરવાજાની ચોકી કરનાર, દ્વારપાળ.
મ=મા; નહિ.
ખોચ=ખોડ; ખાંપણ; એબ; બટ્ટો.

**સમજુતી**—હે મા-જીરા તું રડ નહિ. અને આંખો લાલ ન કર. જો મરતી વખત માને યાદ કરીએ તો વંશમાં બટ્ટો લાગે.

ખોદે તે પડે=બીજાને નુકસાન કરવાને જે ઉપાય કરે તેજ ઉપાયથી પોતાને નુકસાન થાય.

## પાઠ ૩૭ મો.

સોલંકી=ચાલુક્ય ( એ રજપુત વંશનું નામ છે. )
સગીર=નાની; કાચી
ચોહાણ=રજપુત વંશનું નામ છે.
દિલ્હી=જમના નદીપર શહેર છે. (રજપુત અને મુસલમાન રાજાઓની રાજધાની હતી એમાં દરબાર ભરવામાં આવ્યો હતો. (હાલનું હિંદનું રાજધાનીનું શહેર.)
તલપ=ઉતાવળથી લેવાને પડવું તે.
ઝઝુમી=તલપી.
ધૂળઅલાની=નજીવી.
મુરાદ=ઇચ્છા; આશા
શક=સંદેહ.
કુસંપ=અણબનાવ.
ખુવાર થવું=ખરાબ થવું, નાશ પામવું.
દૃષ્ટાંત=દાખલો; ઉદાહરણ.
ખૂબસુરત=દેખાવડી.
હાડે હાડ=રૂંવે રૂંવે.
ડંકો=નગારું, ઢોલ.
માંડળિક=ખંડીઆ.
જય=જીત; ફતેહ.
યુદ્ધ=લડાઇ.
કોપે=ગુસ્સે.
એકમત=સંપ.
કંમર બાંધવી=લડવું.
પ્રસંગ=વખત.
તા=મૂછે હાથ નાખવો તે.
અંકુશ=હાથી વશ રાખવાનું અણીદાર નાનું હથિઆર.
ત્રિશુળ=ત્રણ પાંખાવાળું હથિયાર.
સાંભર=જ્યાં સાંભર સરોવર છે તેની આસપાસનો ભાગ.
વિચિત્ર=નવાઇ જેવી.
આ=વેશગુસ્સો.

પરાજય=હાર.

પાઠ ૩૮ મો.

વાઘેલા=વંશનું નામ છે (વાઘેલા ગામની જાગીર મળી હતી તેથી વાઘેલા નામ પડયું.)

અણહીલવાડ=પાટણ. (સરસ્વતી નદીને કાંઠે ઈ. સ. ૭૪૬ મા વનરાજ ચાવડાએ અણહીલ નામના ભરવાડના ઉપરથી વસાવ્યું હતું.)

વેરાન=ઉજ્જડ; વસ્તી વગરનો.

શરણ=તાબામાં.

આજીજી=કાલાવાલા.

ભંડાર=ખજાનો.

જનાનખાતું=સ્ત્રીઓને રહેવાની જગા.

સર કરવું=જીતવું.

બેગમ=મુસલમાન પાદશાહની સ્ત્રી.

મલેક કાફુર=(ગુલામનું નામ છે એને ખંભાતની લૂટમાંથી અલાઉદ્દીન લાવ્યો હતો)

બેત=સંકેત; યુક્તિ.

માનભંગ=અપમાન.

કલંક=ડાઘ.

સ્વાધીન=તાબે; હવાલે

પાઠ ૩૯ મો.

દુરાચરણી=ખરાબ ચાલના.

બંડ=હુલ્લડ

પંડે=પોતે.

ઇલકાબ=ઉપમા

પશ્ચાત્તાપ=પસ્તાવો. દિલગીરી.

ઘોર=પાપી.

અદલ=વાજબી.

વાટપાડુ=રસ્તે લૂંટી લેનાર.

કાસળ=કાટ; નાશ; મૂળ.

સરહદ=છેવટની હદ.

વસુલાત=જમાબંધી

આબાદી=ચઢતી.

અમદાવાદ=એ સાબરમતી નદીને કાંઠે છે અહીંઆંના ધોતીજોડા અને મરકી વખણાય છે એનું ખરૂં નામ અહંમદાબાદ છે.

પ્રવાહ=વહેણ

ખ્યાતિ=નામના.

અદ્યાપિ=હજુ પણ

ઓરસ=મેળો.

પાઠ ૪૦ મો.

વરાળ=બાફ.

નિરંતર=હંમેશાં

ઘટ=જાડી.

ધુમસ=ધુણીના જેવી વરાળ, એને ઓસ કે દવ પણ કહે છે.

ઝાકળ=ટંડીના જોરથી હવામાંની વરાળનું પાણી થવું તે; ઠાર.

મોતીઆ=મોતીના દા-

ણા જેવા ટપકાં.
વાદળાં=વરાળનો જથો
કરા=બરફના ગાંગડા
આકાશમાંથી પડે તે.

પાઠ ૪૧ મો.

દેશ=ઘણા ભલાકા અને પ્રાંત મળીને થએલો તે.
પહાડ=જમીનપર જે મોટા ડુંગરા આવેલા હોય તે.
ભેગાં થઇ ગએલાં=મળી ગએલાં.
ટાચ=શિખર; ઉપલો ભાગ.
સઢ=વહાણના કુવાને આધારે રહેલા કંતાન કે દોટીના જે જાડા કપડામાં પવન ભરાયાથી વહાણ જલદી ચાલી શકે છે તે.
સપાટી=હરકોઇ પદાર્થ-નો ઉપલો ભાગ.
આરપાર=એક છેડાથી બીજા છેડા સુધી
ઉલટી=વિરૂદ્ધ, સામી.

પાઠ ૪૨ મો.

વાર્ષિક=વરસની.
ગતિ=ચાલ;
વિશાળ=વિસ્તીર્ણ; લાંબા પહોળા.
પીઠ=વાંસો.
આર=ભમરડાની વચ્ચે લોઢાની અણીદાર ખીલી જડેલી હોય તે
જોત=સળગતો કાકડો
કિરણ=સીધી લીટીમાં પડતો પ્રકાશ,

પાઠ ૪૩ મો.

અગાસી=ધાબુ.
કરાંઠી=કપાસ તુવેર વગેરેનાં સુકા છોડ.
ખુંપરા=ભોંયમાં દટા-યલા સુકા ઠુંઠા.
કાઢા=નીક; કાંસ.
કાંસ=પાણી જવાનો માર્ગ; નીક.
ટેટી=ખડબુચ.
ખાતર=કોહી ગયેલો કચરો વગેરે.
ખરીફ=ચોમાસામાં વવાતાં ધાન્ય
વાવણી=રોપણી.
કરપી=રાંપણી; ખેતીનું એક ઓજાર
નીંદી=ઉખેડી.
હેલી=લાગલાગટ વરસાદનું આવવું,
નિરાંત=ચેન: સુખ
વળે છે=થાય છે.
માફકસર=જોઇએ તેવો
તીડ=ખેતર ને નુકસાન કરનાર તપખીરીઆ રંગનું જીવડું.
ધમાલ=ધામધુમ;
રવિપાક=શિયાળુ પાક.
ખળી=કણસલાં માંથી

અનાજ છુટું પાડ-
વાની જગા.
ચીરા=હાટ; ચીરાડા
કડબ=જુવારના સુકા
સાંઠા.
સરકારધારાના=વસુલા-
તના; મહેસુલના
ધારાના=વેરાના.
શીતળ=ઠંડો.
પાન=પાંદડાં.
ખરે=ભોંયપર પડે.
કઠોળ=દ્વિદળ ધાન્ય.
તંબોળ=પાન.
ધરે=પહેરે; ઓઢે.
શાલ=ઊનનું કીંમતી
વસ્ત્ર.
તણા="ના"એ છઠ્ઠી
વિભક્તિનો પ્રત્યયછે.
ભલી ભાત=સારી રીતે
ઉંડા જળ જાય=પાણી
સુકાઇ જાય; ઓછું થાય
પામે=આવે.
પાન=પાંદડાં.
કેસુડા=કેસુડાનાં ઝાડનાં
ફૂલ.
ગુણવાન=ગુણકારી;
ફાયદાવાળા.
હોજ=પાણીની ટાંકી
ફુવારા=જેમાંથી પાણી
ઉંચે ઉડે છે તે.
ચંદન=સુખડ. કેસર
વગેરેને પાણીમાં ઘ-
સીને લચકા જેવું
બનાવે છે તે
લાગ=લાગે.
કોયલ=મધુર રાગનું
કાળા રંગનું પક્ષી.
મીઠા બોલ=મધુર શબ્દ.
મીઠાં વેણ.
તણુતોલ=બબ્બોજ.
ખાસું=મજાનું; સારૂં
ડૂબાડૂબ=ડુબી ગએલી
ઉચારે=બોલે; ગાય.
મલાર=એક રાગનું
નામ છે.
ચંપેલી } એક જાતનાં
જુઇ }
જાય } સફેદ ફૂલ.
ચંપા=પીળા રંગનું
સુગંધદાર ફૂલ.
ભલા=સારાં.
ફુલાય=ખીલે.
માટ=માટે.
ચાખડીઓ=પાવડીઓ
હિંચોળા=હીંચકા.
ખાટ=ખાટલા.

---

## કવિતાની સમજુતી.

ટાઢની મોસમમાં ઠંડો પવન વાય, ઝાડનાં પાંદડાં ખરી પડે, મઉં, ગોળ, (શેરડી) કપાસ અને કઠોળ પાકે, અને લોકો ટાઢથી

શરીર ફાટે નહિ માટે શરીરે તેલ ચોળે અને પાન ખાય. (૧) ટાઢ વાય નહિ માટે લોકો શરીરે ડગલા પહેરે અને શાલ ઓઢે, ગરીબ લોકનાં ટાઢથી પગ અને ગાલ ફાટી જાય; એ ઋતુમાં (શિઆળામાં) રાત ઘણી મોટી હોય છે અને દિવસ નાના (ટુંકા) થાય છે અને શરીરમાં સારી રીતે (સારો ખોરાક ખાવાથી) જોર આવે છે. (૨) ઉનાળામાં કુવા, વાવના પાણી ઉંડા જતા રહે છે–ઘટે છે અને નદી ને સરોવરના પાણી સુકાઇ જઇને ઓછા થાય છે, સઘળી વનસ્પતિને નવાં પાંદડાં આવે છે અને સારાં ગુણવાળાં કેસુડાંનાં ફૂલ પણ થાય છે. (૩) ગરમીની મોસમમાં કુંડ ફુવારા અને બાગ સારા લાગે છે તેમજ ચંદન અને વીંજણા વહાલા લાગે છે; (કારણ કે એથી ઠંડક વળે છે) કોયલ મીઠા બોલ બોલે છે અને તાપ ઘણોજ પડે છે. (૪) વરસાદ ની ઋતુ ઘણી મજાની લાગે છે, દુનીઆ પાણીમાં ડુબેલી દેખાય છે મતલબ કે બધેજ પાણી પાણી થઈ રહે છે; લોકો મલાર રાગ ગાય છે અને ખેડુતો ખેતરમાં વાવણી કરે છે. (૫) ચંપા ચંપેલી, જુઈ, જાય, અને ગુલાબનાં ફૂલ સારા ખીલે છે. ચોમાસામાં સુખને માટે છત્રી, પાવડીઓ, હીંચકા ને ખાટલા હોય છે, (૬)

## પાઠ ૪૪ મો.

ઇલાકો=ઘણાં પ્રાંત, જિલ્લા અને એજન્સિ મળીને થએલો તે;

એજન્સિ=ઘણાં નાનાં રાજ્ય મળીને થએલો હોય તે.

નકશો=ગામ શહેર કે દેશ વગેરેનો ચીતરેલો નમુનો.

દેશ=ઘણા ઇલાકા અને પ્રાંત મળીને થએલો તે.

જિલ્લો=ઘણા તાલુકા મળીને થએલો એક કલેકટરના તાબાનો ભાગ.

ખાડી=નદીનો ભરતી વાળો ભાગ

પ્રાંત=ઘણા જિલ્લા; એજન્સિ અને સંસ્થાન મળીને થએલો તે.

ગર્વનર-ઇલાકાનો સૌ-
થીવડો અધિકારી
રાજવહીવટ=રાજકા-
રભાર.
મંડળ=સભા.
ખાતર=માટે.
વભાગ=ભાગના ભાગ

પાઠ ૪૫ મો.

એકે સાદે=એક અવા-
જે; સાથે.
મજલ=ટપ્પો.
ધાડ=લુટારાની ટોળી.
ધાસ્તી=ભય; બીક.
એકલદોકલ=એકલા.
ગભરામણ=અકળામણ
ચાણોદ=રેવાકાંઠા એ-
જન્સિમાં નર્મદાકાંઠે
જાત્રાનું સ્થળ છે.
સિદ્ધપુર=સરસ્વતી નદી
ને કાંઠે જાત્રાનું
ઠેકાણું છે. એમાં માતૃ
શ્રાદ્ધ કરવા લોકો જા
ય છે. એમાં [illegible]
ગાયકવાડનું રાજ છે

પાઠ ૪૬ મો.

સરખામણી=મુકાબલો.
વાકેફગાર=માહીતગાર.
પ્રશ્ન=સવાલ.
સગવડવાળી=જોગવાઇ
વાળી
છક=દિંગ; તાજુબ.
બારૂં=અંદર; જ્યાં વ-
હાણો રહે તે.
હજીરો=કબર. રોજો.
રોજો=કબર.
દીવાદાંડી=વહાણોને
ખડકની ખબર આ-
પવા સારૂ દરીઆમાં
ઉચો મિનારો કરી
તેમાં ફરતો દીવો
રાખે છે તે.
ટંકશાળ=નાણું પાડ-
વાની જગા.
ગોદી=જ્યાં વહાણને
સમા કરવામાં આવે
છે તે જગા; બાંધેલી
ખાડી.

---

પુસ્તક ૧લું ભાગ
૩ જાના અર્થ.

પાઠ ૪૭ મો.

સાળુ=બૈરાને પહેરવાનું
લાલ, લીલા; પીળા
વગેરે રંગનું લુગડું.
ચાપડો=પટો.
સાવચેતી=ખબરદારી.
આડું અવળું=આગળ
પાછળ.
ભોક=છિદ્ર; કાણું.
કસુર=વાંક, તકસીર.
તૂણવું=ભોકને કપડાના
જેવા દોરા વડે ભરી
લેવું તે.
ખંડ=ઓરડો.
થીગડું=ફાટેલા લુગડા
પર જોડેલો કકડો.
કાપલા કુપલી=નકામા
પડેલા કકડા.
સંગ્રહ=સંઘરો
અંગુઠી=સોય ભોકાય
નહિ માટે આંગળીએ
જે ટોપી પહેરે છે તે
વડ=જાત.

ઓટવું=ચાળીને બખી-
આ દેવા.
ક્રૉટ=દૂર દૂર ટાંકા મા-
રવા તે.

પાઠ ૪૮ મો.

કંટાળો=અણગમો,
ત્રાસ.
વાદે=સરખામણીએ.
પાલવે=પરવડે; બોજે
ઓશિઆળું=તાબેદાર
આંતરસેવો=કપડું લા-
બું પડતું હોય તો
જોઇએ તેટલું વાળી-
ને દોરો ભરવો તે.
આંટવે=આંટીઓ ખ-
વડાવે; વટાવે.
ફતેહ=જીત; જય.
વાઢવાળી=ધારવાળી.

પાઠ ૪૯ મો.

સાધન=સામગ્રી
તંગ=બંધબેસતું નહિ તે
વરે=ખપે.
દેખાવ=શોભા.
પુલતું=ઢીલું.
મેળ=જુક્તિબંધ મે-
ળવી દેવું તે.
ચીંદરડી=લાંબી પટી.
મગજી=કપડાને છેડે
ગોળ કોર દેખે તે.

પાઠ ૫૦ મો.

આંક=નિશાની; એ-
ધાની.
આંટી=દોરાનું ગોળ
ગુંછળું.
કાંસકી=કાંસકીના ઘા-
ટના જાડા કાગળપર
દોરા વીંટાળેલા હોય
છે તે; ચપડી.
મહાવરો=અભ્યાસ; ટેવ.
બખીઆ=પાસે પાસે
ને ઝીણા ઝીણા ટાં-
કા દીધા હોય છે.
તોછડી=નાની.
ચાંપ=દાબવાનો સંચો.

પાઠ ૫૧ મો.

ગરમી=ગરમ વસ્તુને
અડકવાથી જે લા-
ગણી પેદા થાય છે તે.
ઉકળાટ=ધામ.
ઉષ્ણતા=ગરમી.
ઝાળ=આંચ.
તીવ્રવાહક=જલદીથી
વહેવડાવનાર.
મંદવાહક=ધીમેથી વ-
હેવડાવનાર.

પાઠ ૫૨ મો.

બળતણ=બાળવાના
પદાર્થ
અસર=લાગણી.
ધુણી=ધુમાડો.

પાઠ ૫૩ મો.

દુઝણું=દૂઝતી ગાય
ભેંસો.
મોસાળ=માનું પિઅર
કોઢીઉં=ઢોર બાંધવાની
જગા.
બાફણું=કપાસીઆ,
કાલા, ગુવાર વગેરે
ઢોરને ખવડાવવા
માટે બાફે છે તે.
રબારણ=રબારીની બૈરી

નીરી=નાખી.
પાનો=આંચળમાંથી
દૂધ આવવા દેવું તે.
સેર=ઝીણી ધાર.
વટલોઇ=આમતેમ હાલી
સેલો=દોહતી વેળા
ગાય કૂદે નહિ માટે
તેને પાછલે પગે જે
દોરડું બાંધવામાં
આવે છે તે.
છટકપાટુ=ખસી જઇને
પાટુ મારવું તે.
પાટુ=ઢોર પાછલા પગે
લાત મારે છે તે.
સોતું=સાથે.
ડબકાનું=છેલ્લી વારનું
સ્વાદિષ્ટ=સ્વાદવાળું.
સહેજતદાર.
ઉચી ગઈ=દૂધ દેતી
બંધ થઈ.
ટાંકો=ઓક વખત.

### પાઠ ૫૪ મો.

-વલોણું=દહીંને વલો-
વવાનું કામ.
ગોરસું=દૂધ અધરકવા-
નું વાસણ.
રવૈયો=વલોવવાનું
હથિયાર.
નેતરાં=સુતરનાં પાતળાં
દોરડાં.
ડેરા=જેના મધ્યમાં
વાંસ પરોવીને ગો-
ળીનાં મોંને બાંધે
છે તે; માંકડી.
ઝડાકા=દોરી પકડી અ
વરનવર ખેંચવી તે.
ધુમરી=ધુમરડી ખવડા-
વવી તે.
દોણી=છાશ ભરવાનું
માટીનું વાસણ.
સુથીઉં=ઘાસ વગેરેનું
મોટી ઉઢણુ જેવું
ગોળ બનાવે છે તે,
હાટીઉં=ભંડારીઉં.

### પાઠ ૫૫ મો.

તર=મલાઇ.
પુરણ=પુરા.
જીવન=જીવવું તે,
વૃદ્ધિ=વધવું તે.
ખુમચો=ટાટ; રકાબી
ના ઘાટની મોટી
થાળી.
અધીરા=આતુર.
અપારદર્શક=આરપાર
જોઇ શકાય નહિ
એવું.
ટાટ=ખુમચો.
ખુલાસો=સમાધાન.

### પાઠ ૫૬ મો.

માખણ=છાશ ઉપર
ધોળું અને ચીકણું
તરી આવે છે તે.
ચીકટ=ચિકાશવાળો
ભાગ.
નરી=એકલી.
ઘટ=જાડા.
ચરબી=પ્રાણીઓના શ
રીરમાંથી ઘી જેવો

પદાર્થ નીકળે છે તે.

### પાઠ ૫૭ મો.

કંદોઇ=સુખડીઓ.
મિઠાઇ બનાવનાર
તથા વેચનાર
ટકો=સોમો ભાગ.
પોષણુ=વધારવું તે,
ઉછેરવું તે.
ખોદાઇ=કુગાઈ.

### પાઠ ૫૮ મો.

ધામ=ઉકળાટ.
સામટા=એકદમ.
બનાવટી=જોડી કાઢેલી
ઇંદ્ર=સ્વર્ગનો રાજા;
દેવતાઓમાં જે મુખ્ય
તે.
મુગટ=શિરપેચ.
ઠઠ=જમાવ
ફરજ=ધર્મ
તજવીજ=તપાસ,
ચોપદાર=છડીદાર
આજ્ઞા=હુકમ.
નોબત=નગારૂં.
સજ=તૈયાર.
વાચા=બોલવાનું ભાન,
ખડી=ફુલી
કર્તવ્ય=કામ; ફરજ.
છીપે=મટાડે; દૂર કરે.
કોકો=ચાને ઠેકાણે લોટ
જેવો ભૂકો વાપરે છે
તે.
છેદીને=કાણા પાડીને.
પંક્તિ=હાર; ઓળ.
અમૃત=મીઠું.
સાખ=આંબાપરજ
પાકવા આવેલી કેરી.
નિર્વાહ=ગુજારો; ગુજરા
ન.

### પાઠ ૫૯ મો.

નમનકરવું=નમવું
કાટ=ઇમારત બાંધવામાં
વપરાતા લાકડાં.
સાંચી=એકઠું કરી.
મુર્ખાઇ=બેવકુફાઇ;
નાદાની.
સોસવું=વેઠવું,
રાડું=જુવારનો સુકો
સાંઠો.
નાતો=સંબંધ.
દાવો=હક.
ખોટ=તંગાસ; તંગી.
પુષ્ટિકારક=જોર આ-
પનાર,
છૂટ=રજા.
ઉત્પત્તિ=પેદાસ.
વેલો=ભોંયપર પથરા-
તો છોડ.
ખડાં થયાં=ઉભા થયાં
વાપર=વપરાશ.
કઠોળ=દ્વિદળ ધાન્ય,
મગ ચણા વગેરે.
હિસાબ=ગણતરી; ગ-
ણના.
ગરજ સારે છે=કામ
બજાવે છે.
બરખાસ કરી=બંધ
કરી.

### પાઠ ૬૦ મો.

કાળજી=ખંત.
કોકડાં=ગુંચળાં.
ડુંખ=ડાંખળી.
વસંત ઋતુ=ફાગણને

ચૈત્ર મહીનો.
કારી=થુંદ.
લહેજતદાર=સ્વાદિષ્ટ. સ્વાદ આપે એવી.
પુંઠું=પડ.
પડ=ઢાંકણું; કવર.

પાઠ ૬૧ મો.
આધારણ=ખૂબ ઉકળતું પાણી.
પુડો=પડ.
સહતી=ખાહક આવતી
ટેવ=આદત; મહાવરો.

પાઠ ૬૨ મો.
ગળપણ=મિઠાશ.
વાઢ=શેરડીનું ખેતર.
કોલું=શેરડી પીલવાનો સંચો,
રિવાજ=ધારો.
શુદ્ધ=ચોક્ખો; સ્વચ્છ.
ફસી=શેરડીના રસને ઉકાળવાથી જે મેલ ઉપર વરી આવે છે તે
મરકો=માખણ.
[illegible]=નાપસંદગી.
બીટ=વિલાયતી લાલ કંદ
પતરાં પતરાંવાળી=જે-માં પતરીઓ એટલે પડ દેખાઇ તેવી,

પાઠ ૬૩ મો.
ભાત=રાંધેલા ચોખા;
ડાંગર=છોડવાળું ભાત
પંખાળી=પાંખોવાળી
ત્રાંબાસાળ=ત્રાંબાના રંગની લાલ ડાંગર;
પાણુસાળ.
સાળ=ડાંગર.
બંગાળીકું=બંગાળેથી આવેલું.
સુખળું=બી ઉપરની પાતળી અણીદાર સળી.
કાનમ=ભરૂચ જિલ્લા-નો પૂર્વ ભાગ.

પાઠ ૬૪ મો.
નિભાવ=ગુજારો; નિ-વાહ.
મેદો=પરસુદી.
રવો=દાણાદાર ધઉંનો લોટ.
ભાલ=ધોળકા તથા ધંધુકાનો પશ્ચિમ ભા-ગ અને કાઠિઆવા-ડનો કેટલોક ભાગ.
આરારૂટ=એક જાતના છોડના કંદનો લોટ.
સત્વ=કસ.

પાઠ ૬૫ મો.
વિચિત્ર=તરેહવાર; નવાઇ જેવું.
સુદ્ધાં=સાથે.
વણસાદોડી=દોડીની એક જાત.
જામ=ઝમરખ.
ડુંગરી=કાંદા,
છૂટે છે=ઝરે છે.

પાઠ ૬૬ મો.
બાળ=ખોળ; પતો.
કળા=યુક્તિ;હુનર,
ઉંધી=અવળી, ઉલટી
ઉંધીકું=ઉબડીકું.
ઓળો=લીલા શેકેલા

ચણા.
ઢોકળાં=ધ્દડાં.

પાઠ ૬૭ મો.

બિમાર=માંદા; રોગી
સંધરણી=વારે વારે ઝાડો થવાનો રોગ.
મરડો=પેટમાં દુઃખીને ઝાડો થવાનો રોગ.
અરૂચી=અભાવ; અણુગમો.
મધુરૂં મધુરૂં=થોડું થોડું
બેસુમાર=ઘણીજ.
ગંદકી=ગોબવાડ.
ચાળું=મથાળું.
ભર=ગીચ; પાસે પાસે.
બિમારી=રોગ, મંદવાડ.
બાજરૂ=સંડાસ.
મરી=પચી; ઉતરી.
ઓછુંવતું=થોડું ઘણું.
કોઢ=ઢોર બાંધવાની જગ્યા.
વિદાય થઇ=ગઇ.

પાઠ ૬૮ મો.

બે બોલ=થોડું.
અવયવ=ભાગ.
ક્રિયા=કામ.
માહિતી=જાણ; ખબર
નાજુક=કોમળ
મગજ=મગજનો દાબડો.
રક્ષણ=બચાવ.
ફેફસાં=શ્વાસોશ્વાસની ઇંદ્રિયો.
હૃદય=લોહીની ટાંકી.
કાળજું=પેટની જમણી બાજુએ માંસનો મોટો કટકો છે તે; પિત્તાશય.
પડખે=બાજુએ
આંતરડું=ગુંછળું વળેલો દોડા જેવો પેટનો ભાગ. એ જઠરની નીચે ડાબી-બાજુપર છે.
પેઢુ=પેટની નીચેનો ભાગ.
ખાસ=જુદું.
વાટે=રસ્તે.
પેટ=ઉદર.
જઠર=પાચન થવા માટે પેટની ડાબી બાજુએ ખોરાક ભરવાની કોથળી.
લાગણી=અસર.
જુસ્સો=મનનો ઉભરો; લાગણી.

પાઠ ૬૯ મો.

સ્વચ્છતા=ચોખાઇ.
આરોગ્ય=તંદુરસ્ત.
ખસ=ઝીણી ફોલ્લી.
દાદર=દરાજ.
ભયંકર=ગંભીર.
છારી=પડ.
આવરદા=આયુષ્ય.
અડાયાં=છાણ સુકાઇને બનેલા તે.
મંજન=માંજવા કે સાફ કરવાની વસ્તુ.
અવાળું=દાંતના પિંડિયાં

કંજુસાઈ=કસર.
ઉલ=જીભ ઉપર વળગેલું વાસી થુંક.
ખોડો=ઉખડેલી ચામડીની મેલી રજ.
વતકવાની=ખંજવાળવાની.
નખીઆં=નખવડે ખંજવાળથી ગુમડાં જેવું થાય છે તે.
દાંતી કરવી=કાંસકીના દાતામાં ખડબચડી દોરી ગુંથવી અથવા વા ડાંગરના દાણા ઘાલી તે વડે માથું ઓળવું તે.
લીખો=જૂ; માકડ વગેરેના ઈંડાં.
માથાવટી=લુગડાનો માથાપર ઓઢવાનો ભાગ જે ચીકટાય છે તે.
લટીઆં=લાંબા નિમાળાનો ગુચ્છો.

અંબોડો=સ્ત્રીઓ પોતાના માથાના વાળ ઓળીને માથા પછવાડે તેની જે ગાંઠ વાળે છે તે.
લટ=લાંબા નિમાળાની ગુચ્છ.
ટાલ=માથાના જેટલા ભાગ પરથી વાળ જતા રહ્યા હોય તેટલો ભાગ.
સંભવ=આશા.

પાઠ ૭૦ મો.

નાડી=હાથના કાંડા આગળની શિરા કે જેવડે લોહીની ગતિ તથા રોગ સમજાય છે તે.
જઠરાગ્નિ=પેટની ગરમી.
એંજીન=વરાળ પેદા કરીને ગતિ આપનારો સંચો.

પાઠ ૭૧ મો.

મેળાપ=સમાગમ; મળવું તે.
ભસ્મ=રાખ; ખાખ.
ગુસ્સો=ક્રોધ.
વેગ=ગતિ; ચાલ.
કુખ=બગલ.

પાઠ ૭૨ મો.

બખોલ=ખાડો.
પિત્તાશય=પિત્ત ભેગું થાય છે તે જગા.
જઠર=ખોરાક પચાવનારી મુખ્ય ઈંદ્રિય.
અન્નનળી=જે વાટે ખોરાક પેટમાં જાય છે તે નળી.
માંસ પિંડ=માંસનો લોચો.
પિત્ત=લિલાશ પડતો પ્રવાહી પદાર્થ.
લાળ=ચીકણું થુંક.
ઉલટી=ઓકારી; વામીટ
કોળીઓ=ગ્રાસ.
શીરા=ઝીણી નસ.

દ્રવ=પ્રવાહી.
શેષ=બાકી.
મળ=મેલ; નરક.

પાઠ ૭૩ મો.

વર્ગ=જાત.
સુસ્ત=આળસુ.
સહીસલામત=ક્ષેમકુશળ
તાર=તાંતણા.
જાળું=ફાંદો.
કોશેટા=પતંગીઆને
રહેવાની લાંબી ગોળ-
દડી.
ગોટી=દડી.
કોકડી=તરાકના ઉપર
શંકુ આકારે વીંટાળેલું
જે સુતર તે.
મ્હૈસુર=દક્ષિણહિંદુસ્તા
નમાં એક દેશી
રાજ છે.
મુક્તિસર=તજવીજથી
સાળ=કપડાં વણવાનો
સંચો.
પોશાક=લુગડાં.
ટકાઉ=મજબુત; ઘણો
વખત ચાલે એવા.

પાઠ ૭૪ મો.

વેણુ=કપાસનો છોડ.
કપાસીઆ=કપાસનાંબી
ચરખો=કપાસમાંથી
કપ્પાશીઆ તથા રૂ
જુદું પાડવાનો સંચો.
ગાદલાં=ગોદડાં.
પુણીઓ=રૂના ગાળાનો
વેંતક લાંબો ને આં-
ગળી જેટલો જાડો
એવો જે આકાર
કાંતવા માટે તૈયાર
કરેલો તે.
રેંટીઓ=સુતર કાંતવાનો
સાદો સંચો.
વાંટા=ગોળ આકારના
લાંબા થાય છે તે.
વણકર=વણવાનું કામ
કરનાર.
તાંતણો=તાર.

પાઠ ૭૫ મો.

ઓઢો=બળદને ઓઢા-
ડવા સારૂ સીવેલું કપડું
રૂવાંટી=કુમળાં અને
છેક ઝીણા વાળ,
ઘટ=જાડા.
ગીચ=પાસે પાસે.
ઉઝરડા=ઝપા; ધસરકા.
લાજમર્યાદા=આબરૂ
અને અદબ.
મરજાદા=અદબ. મર્યાદા.
કુદરતી=ઇશ્વર તરફથી
મળેલી.

પાઠ ૭૬ મો.

રૂમાલ=મોં સાફ કરવા-
નો કકડો.
પ્રવેશ કરે=દાખલ-
થાય.
દીકળ=ઠંડી.
સુતરેલ=સુતરાઉ; સુતરના
ઉકળાટ=ઘામ.
કરકરૂં=ખરબચડું

ખાળે=અટકાવે.
સુજની=રજાઈ.

પાઠ ૭૭ મો.

ગરમાવો=ગરમી; હુંફ
ઝેખ=ઝોખ્યા.
અકારા=અણગમો આપે એવા
લુ=ગરમ હવાનો ઝપાટો.
મંદવાહક=ધીમેથી વહેવડાવનાર.
તીવ્રવાહક=જલદીથી વહેવરાવનાર.
ગરજ=કામ.
મારતા=બજાવતાં.
પોપ=રુવાંટી જેવું કપડાં પર હોય તે.

પાઠ ૭૮ મો.

કુંભડ=ગંદી.
સાવરણી=બુતારો.
પરસાળ=ઘરમાં પેસતાં પહેલો ઓરડો આવે જે તે.
વખીઓ=દર; બાકાં.
છત=છાજ.
ખેર=ઝીણી રજ.
ઉથામીને=ઉંચકીને.

પાઠ ૭૯ મો.

ગ્રહણ=સૂર્ય ચંદ્રના બિંબપર પડતી પૃથ્વીની છાયા.
આંગણું=બારણા આગળની જગ્યા.
ઓકળી=લીંપણમાં અંગુઠેથી પાડવામાં આવતી નકશી.
અલગ=એલાયદી; જુદી.

પાઠ ૮૦ મો.

માત્ર=ફક્ત.
અંગ=શરીરના ભાગ.
મોજથી=આનંદથી.
શ્વાસ=દમ.
પોષણ=ગુજરાન;ગુજારો.
ગાઢું=ઘાડું.
માંસાહારી=માંસ ખાનાર.
સેવાળ=લીલ.
ટીશી=કુંપળ; પાંતરાની કળી.
રખેને=કદાચ.
જીવહિંસા=હત્યા; જીવને મારવો તે.
ધાસ્તી=બીક.
ગુમ થવાથી=જતી રહેવાથી; દેખાતી બંધ થવાથી,
ટળી=મટી; દૂર થઇ,
ગુંગળાટ=અકળામણ.
ઠેકડો=કૂદકો.
ચેન=સુખ.
લપલપાવીને=બહાર કાઢીને,
ગોળો=પિંડો.
ભવ=અવતાર,
રમુજી=ગમ્મત આપે એવી.

ભાગ ૩ જો.
સમાપ્ત.

પાઠ ૩ જો. ડાળે બાંધેલો હીંચકો.

| | | |
|---|---|---|
| હીંચકો=ઝુલો | વળતી=પછી | ફુલયાં=ખીલ્યાં. |
| બકુલ=બોરસળી | વાળ=બાળ, નિમાળા | ભારી=ઘણું જ. |
| તણી=ની ( છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય ) | ચમકાવે=ચોંકાવે | શિર=માથું. |
| | | મંદ=ધીમી; થોડી. |
| શોભા=દેખાવ | માંય=મા. | લીલાં પીળાં લાગે= ચક્કર આવે |
| હીંચુ=હીંચકા ખાઉં | મલકાવે=હસાવે. | |
| અપાર=પાર વગરનું; ઘણું જ. | વાય=વા | હુંય=હું |
| | સુગંધી=સારી વાસ | તુંય=તું |

**સમજુતી**—એની ! બોરસલીની ડાળ પર હીંચકો બાંધ્યો તેની શોભા સારી છે, હું ઘણા વહાલથી હીંચકો ખાઉં.

જો હું જોરથી હીંચકો ખાઉં તો સામી ડાળ સુધી જાઉં; પણ પાછા ફરતાં (પીઠ ગમની) પેલી ડાળ સાથે અફળાઉં, પવનના પુરા ઝપાટા ઘણું સુખ આપે છે; પછી નિમાળા છૂટા પાડે છે અને ઘણી વાર ચોંકાવે છે.

વળી મનને ચોંકાવે છે અને ઘડીમાં ( જરા વારમાં ) ગભરાવે છે; વળી ત્યાં ધીમો વા વાય છે તે મને હસાવે છે. બાગમાં ફૂલ ખીલ્યાં છે તેથી કેવી સારી ખુશબો વહે છે ! એ ખુશબો મને ઘણું સુખ આપે છે.

બોરસલીના ફૂલ માથા પર પડે છે તે ઝીણાં ટપકાં જેવાં; વળી એ ( બોરસલીના ફૂલ ) મને મીઠી ધીમી ખુશબો આપે છે, મોં નીચું રાખીને હીંચકા ખાઉં, હીંચકા ખાઉં, હીંચકા ખાંઉં પણ ચક્કર ( ફેર ) આવે તો આંખ બંધ કરૂં.

હું હિંમત રાખું તો થાકથી કદી થાકું નહિ; પણ ઓ વહાલા હીંચકા રખેને તું તૂટતો ! જ્યારે તું તૂટ્યો ત્યારે હું પડું અને અફળાઉં, માટે રમવું છોડી દઇને હવે તો હું ઘેર જાઉં,

## પાઠ ૬ ઠ્ઠો.

## આજ અને કાલ.

હસતે=મલકાતે.
મુખ=મોઢે.
વેર્યાં=નાખ્યાં.
નશીબે=દૈવયોગે.
કેરાં=ના. (છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે)
નીચા નમી=વાંકાવળી..
વીણીશું=એકે એકે લઇશું.
આજ=ચાલતો દિવસ.
અત્યારે=હમણાં.
ગુસ્સેથઇ=રીસ કરી.
વિપત=દુઃખ; આપદા.
વણતોલે=ઘણીજ.
દીલગીરી=ઉદાસ.
કાલ=આવતો દિવસ.
ભૂલીને=વિસરીને.
જુંડું=નઠાદું; ખરાબ.
માફ=ક્ષમા.
અન્યાય=ગેરઇનસાફ.
મટવાને=અટકાવાને.
ગુસ્સો=ક્રોધ.
ઘટવાને=ઓછો થવાને
વઢવું=લડવું.
ધીરીને=ઉધાર આપીને.
આબરૂ=ઇજ્જત,
ધનપાખી=પૈસા વગર.
પાખી=વગર; સિવાય
દેવું=આપવું.
ધીરેલાં=ઉધાર આપેલાં
નવ=નહિ.
આલે=આપે.
વાંકુંબોલી=જુઠું બોલી
ભાળે=જુએ.
ફરિયાદી=ઇન્સાફ મેળવવા અરજ.
સદ્ગુણ=સારા ગુણ.
પામો=મળો.
ગુસ્સો=ક્રોધ.
ગાળો=અપશબ્દ, ભુંડાં વચન
ચિંતા=ફીકર.
ચટપટી=ગભરામણ; ચળવળ.
અટપટી=ગુંચવણ ભરેલી.
મા'લે=ખુશીથી ફરે

સમજુતી—નશીબે ખુશી થઇને રસ્તામાં ગુલાબનાં ફૂલ નાંખ્યા તે આપણે વાંકા વળી કયારે વીણીશું ? હે ભાઇ, હમણા આજ ને આજ વીણી લો (મતલબ કે જેમ ફૂલ થોડા વખતમાં કરમાઇ જાય છે તેમજ સારાં કામો કરવાનો વખત પણ જતો રહે છે, માટે ગુલાબના ફૂલ રૂપી સારાં કામો તરતજ કરવાં.) (નશીબે એટલે કુદરતે. રસ્તામાં એટલે દુનીઆમાં. ગુલાબનાં ફૂલ એટલે સારાં કામો) (૧) પણ કદાપિ જો તે ગુસ્સો કરીને બોલે તો તેને ઘણુંજ દુઃખ પડે તો પછી ઉદાસ કયારે થવું ? હે ભાઇ, કાલે, કાલે, કાલે. (મતલબ કે સારાં કામ કરતાં દુઃખ આવી પડે તોપણ દીલગીર થઇ

છોડી દેવું નહિ.) (૨) કોઇએ ભૂલથી આપણું નઠારૂં પણ કીધું હોય અને વળી આવીને આપણને દુઃખ પણ આપ્યું હોય તો તેને આપણે માફ ક્યારે કરીશું? હે બાઇ, આજ ને આજ અત્યારે માફ કરીશું. (૩) પણ ગેરઇન્સાફ મળતો હોય તે અટકાવવાને અને મનમાંથી રીસ ઓછી કરવાને માટે જો કોઇની સાથે લડવું પડે તો ક્યારે લડવું? હે બાઇ, કાલે, કાલે, કાલે લડવું. (૪) કોઇએ આપણને પૈસા ઉધાર આપીને આપણી આબરૂ રાખી હોય તે માણસ પૈસા વગર દુઃખી થતો હોય તો તેને પૈસા પાછા ક્યારે જઇને આપવા? હે બાઈ આજ ને આજ હમણા આપવા. (૫) આપણે ઉધાર આપેલા પૈસા પાછા આપે નહિ અને વાંકુ બોલીને સામું પણ જુએ નહિ તો તેવા માણસ પર કહો કે ક્યારે ફરિયાદી કરવી? હે બાઇ કાલે, કાલે કાલે ફરીયાદી કરવી. (૬) સારા ગુણના ઘણાં કામો કરવાં છે પણ કામ ધંધાને લીધે આપણને જરા પણ વખત મળે નહિ તો પછી તેને (સારાં કામને) ક્યારે કરવાં? હે બાઇ, આજ ને આજ હમણાં કરવાં. (૭) મનમાં ક્રોધ, નઠારાં વચન, ફીકર, ગભરામણ અને ગુંચવણ ભરેલી વાતો પોતાની મેળે આવે તો તે મનમાં જઇને ક્યારે આનંદથી રહે? હે બાઇ, કાલે, કાલે, કાલે.

સાર—દરેક સારાં કામ આજ ને આજ કરવાં અને નઠારાં કામનો વિચાર આવતી કાલ પર રાખવો. મતલબ કે નઠારાં કામ કરવાંજ નહિ.

| | | |
|---|---|---|
| પાઠ ૯ મો. | સાહેલડી=સખી. | ચરિત=ચરિત્ર; લીલા. |
| | હાં હાં=ઠીક ઠીક. | અલબેલડી=ફાંકડી; |
| શરદની રાતે ગરબા ગાવા વિષે. | હરિચરિત=પરમેશ્વરની લીલા. | રંગીલી. |
| | | સખી=બેનપણી. |

| | | |
|---|---|---|
| પ્રેમે=હેતથી. | વાતડી=વાટ; રસ્તો | મસ્ત=મગ્ન; ચકચુર. |
| શરદ=૭ ઋતુમાંની એક; ભાદરવો ને આસો | હરખ=આનંદ. | ઘેલડી=ઘેલી; ગાંડી. |
| રંગ=શોભા. | કુમુદ=પોયણું; ધોળું કમળ ફૂલ. | ગોવિંદ=પરમેશ્વર. |
| ગંભિર=ગંભીર; મોટું. | કુમુદાદિક=ધોળાં કમળ ફૂલ વગેરે. | રંગ=મજા. |
| ભાતડી=ભાત; તરેહ. | જાતડી=જાત; તરેહ. | રેલડી=રેલ. |
| નક્ષત્ર=તારા. ૨૭ નક્ષત્રો કહેવાય છે. | રત=પ્રીતિ ભરેલું; રીતે. | લહાણી=ખુશાલીમાં સૌને સરખી ભેટ આપવી તે. |
| છાતડી=છાતી. | | |
| નીર=પાણી. | | |

**સમજુતી**—હે ! હે બેની, સખી ઉઠો સૌ મળીને ગરબા ગાઇએ, હાંહાંરે સૌ મળીને ગરબા ગાઇએ. (૧) વળી હે ! અલબેલી, સખી હેતથી પ્રભુની લીલા ગાઇએ, હાંહાંરે સૌ મળીને ગરબા ગાઇએ. (૨) શરદની રાત ખુબ ખીલી છે અને રંગથી ભરેલી ભીની છે, હાં હાંરે રંગથી ભરેલી ભીની છે. (૩) જુઓ મોટા આકાશની ભાત મજાની આસમાનની ખીલી છે, હાંહાંરે મજાની આસમાની ખીલી છે. (૪) ચંદ્ર અને તારા જોઇ છાતી ઠરે છે. અને સુખથી ફુલે છે; હાંહાંરે ઠરીને મજાથી ફુલે છે. ( ૫ ) નદી પાણી અને પર્વતના રસ્તા હરખથી કેવા હસે છે ! હાંહાંરે હરખથી કેવા હસે છે ! ( ૬ ) પોયણા વગેરે ફૂલની જાતો રાતે ખીલી રહે હાંહાંરે રાતે ખીલી રહે છે. (૭) સખી, રાગ મસ્તાનથી ઘેલી થઇને પ્રભુના ગુણ ગાઇએ; હાંહાંરે સખી પ્રભુના ગુણ ગાઇએ. (૮) ચોકખા રંગની રેલ થઇ ( આનંદની મજા પુરેપુરી થઇ ) હવે લહાણી વહેંચીએ; હાંહાંરે હવે લહાણી વહેંચીએ ( ૯ )

## પાઠ ૧૨ મો.

### શબરી અને રામચંદ્ર

શબરી=એ નામની એક ભીલડી હતી.
રામચંદ્ર=સૂર્યવંશી દશરથ રાજાના કૌશલ્યાથી થએલો પુત્ર
મુજ=હું.
દાસડી=ચાકરડી.
પરે=ઉપર.
ધરીને=લાવીને.
સ્વામીજી=ધણીજી.
મુનિ=ઋષિ; તપસ્વિ
મર્મ=છુપો ભેદ.
કુશ=દર્ભ, ડાભ.
નિત્યકર્મ=સંધ્યા વંદનાદિ કર્મ.
દર્ભ=કુશ; ડાભ,
આશ્રમ=મઠ; આરામ પામવાની જગા.
ભ્રમ=ભ્રાંતિ; વહેમ,
આહાર=ભક્ષ; ખોરાક
શ્રીકાર=સરસ.
આગે=આગળ.
અપવાસણુ=ભૂખી.
સંધરી=એકઠા કરી.
સાર=સારા.
રાઘવ=રામચંદ્ર.
પ્રાયે=બહુ કરીને, કરતાંનાં જેવાં.
કંઇએ=કોઇ પણ જગાએ.
નિર્મળ=પવિત્ર.
નેહ=સનેહ; પ્રીતિ
કૌશલ્યા=દશરથની ત્રણ રાણીઓમાંની પહેલી રાણી
બદ્રીફળ=બોર.
મધુરાં=મીઠાં.
મુજને=મને.
તણો=નો (છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે)
પાર=છેડો,
ભાવ=હોંસ; ઉમંગ.
ભાવ ધરી=હોંસથી
પ્રાશન=ખાવું; જમવું
પાવન=ચોકખું, નિર્મળ.
સ્વસ્થ=શાંત.
રઘુવીર=રામચંદ્રજી
વિરહ=વિયોગ.
નયને=આંખોએ.
નયને વહે છે નીર=આંખોમાંથી આંસુ પડે છે.
અધિક=વધારે
સહી=સાંખી; સહન કરી.

સમજુતી—મુજ ચાકરડી પર દયા આણીને પ્રભુજી તમે દર્શન દેવાને સારૂં થયું કે પધાર્યા જેથી મારૂં મન માન્યું થયું. (૧) સ્વામીજી (રામચંદ્રજી) આ દર્ભ લઇને હંમેશના કામ (સંધ્યા વગેરે)

કરો; આ દર્ભ ઘણો જુનો છે. તમે મુનિનો છુપો ભેદ કરો (સમાધી ચઢાવો,) (૨) રામચંદ્રજીએ ત્યાં નિત્ય કર્મ કીધું પછી મઠમાં આવ્યા શબરીએ ત્યાં ચાકરી કીધી તેથી મોટો વહેમ દૂર થયો. (૩) હે રામચંદ્રજી જે સારાં અમૃત સરખાં ફળ જાણ્યાં તે મેં ખુશીથી ખાઇને ચાખી ચાખીને આ મૂકયાં છે. (૪) જે મને મીઠાં લાગે તે કાપીને કરડી જોયાં છે, મેં આગળ (પહેલાં) એમ વિચાર્યું કે એ રામને માટે રાખું. (૫) તે દિવસની હું ભુખી છું મેં એક પણ ખાધું નથી; મેં તે સારાં તમારે માટે સંઘરી રાખ્યા. (૬) રામચંદ્રજી કહે છે કે તારા પવિત્ર પ્રેમને લીધે મને બહુ કરીને (લગભગ) અમૃત જેવાં મીઠાં લાગે છે; એવાં એ કોઇ ઠેકાણે ખાધાં નથી. (૭) જેવાં તારાં મીઠાં બોર મને ભાવે છે તેવો સ્વાદ કૌશલ્યાના પીરસ્યામાં પણ આવતો નથી. (૮) સીતા હેતથી અમૃત સરખું ભોજન પીરસતી તેથી પણ આ મીઠાં લાગે છે; કારણ કે તારૂં હેત ઘણુંજ છે. (૯) મેં એવું હેતથી ભોજન કોઇ જગાએ ખાધું નથી, તેમજ હું ઘણા દહાડાનો ભૂખ્યો છું તેથી હેતથી ખાઉંછું. (૧૦) પછી રામચંદ્રજીએ ચોકખું પાણી પીધું ને શાંત થયા; પણ સીતાના વિયોગથી આંખમાંથી આંસુ પડે છે. (૧૧) સબરી સાચું કહું છું તે સાંભળ તું મને કૌશલ્યા કરતાં વધારે વહાલી છે, મારૂં મન ઘણું કાચું છે તેથી હું સીતાનો વિયોગ સહન કરી શકતો નથી. (૧૨)

## પાઠ ૧૬ મો.

### ગર્વ વિષે.

ગર્વ=અહંકાર; અભિમાન.

જાલકારી=કુભારી.

કુબળજી=રખાવુથી રાજી થઇ ખર્ચ કરનાર.

નાઠા=હાર્યા.

અધવચ=વચ્ચોવચ.

આટા=ધાણુ.

ખુટયાં=ઓછાં થયાં.

ખર્વ=અબજ પછીની સંખ્યા; હજાર કરોડ.

સોડ=બાજુ; પાસું.
કંસ=કૃષ્ણનો મામો.
રાવણ=લંકનો રાજા.
બોધ=ઉપદેશ; શિખા-
મણ.
દ્રુપદી=અગ્નિ કુંડમાંથી
નીકળેલી દ્રુપદ રાજાની
પુત્રી.
ભારે=ઘણું.
લાજ=આબરૂ
દુર્યોધન=ધૃતરાષ્ટ્રને.
વડો પુત્ર, એ અને
એના ૯૯ ભાઇ કૌ-
રવ કહેવાય છે.
ગરવ=અહંકાર, ગર્વ
પસ્તશો=દીલગીર થશો
પેલી=પહેલી.
હુંપદ=અહંકાર; મારા-
પણું
મેલી=મૂકી,
ફાળ=કૂદકો.
શિર=માથું.
ભાળે=જુએ.
ભણતર=શિક્ષણ.
પાણીમાં પડ્યું=નકામું
ગયું
બાળી=બાળા: છોકરી
પોત=કુમાસ.
હદપાર=ઘણું.
તુચ્છપણે=તોછડાઇથી
ખરૂં રૂપ=મૂળ સ્વભાવ
બોલે=ઉઘાડું પાડે.
તરણું=તણખલું.
તોલે=બરાબર.

સમજુતી—બેનો અહંકારથી છલકાઈ જશો નહિ મતલબ કે અહંકાર કરશો નહિ, વખાણથી ફુલાઇ ખર્ચ કરી ફૂલાશો નહિ બધા માણસો અહંકારથી હાર્યા ને તેઓ ગામ મુકીને અધવચે નાઠા, અહંકારથી ઘણા માણસના ઘાણ નીકળ્યા. (ટેક) (૧) ઘણા રાજ ગર્વથી નાશ પામ્યા જે પૈસા ખર્વની સંખ્યાથી ગણાતા તે પણ ખૂટી ગયા, અને બધાએ મરણ પામ્યા. (ટેક) (૨) અભિમાનિ કંસ પણ કેવો મુઓ! અને રાવણ જેવો પણ મરી ગયો, એ એથી તો ખરી શિખામણ લેવી. (ટેક) (૩) જ્યારે દ્રૌપદીને દુર્યોધને ઘણું દુ:ખ દીધું અને તેની આબરૂ લેવા ઉભો થયો ત્યારે તે પાપી મુઓ. (ટેક) (૪) જે મનમાં અહંકાર રાખે તે ઘેલી પુરી પસ્તાશે માટે અહંકાર છોડી દઇને મન મોટું રાખો. (ટેક) (૫) કુતરૂં કોઇ ગાડા નીચે ચાલે તો તે ગાડાનો સઘળો ભાર પોતાને માથે જુએ અને તેથી તે ફુલાઇને કુદકા મારી હમણાં ભરે જાણે કે ગાડાનો સઘળો

ભાર પોતાને માથે જુએ અને તેથી તે પુલાઇને કુદકા મારી ડગલાં ભરે જાણે કે ગાડાનો સઘળો ભાર હું જ ઉપાડું છું. (૨૬) (૬) જો બાળા ભણી ગણીને ગર્વને જીતે નહિ, અને સારૂં નઠારૂં વિચારે નહિ તો તેનું ભણતર નકામું ગયું સમજવું. (૨૬) (૭) હું બધાથી રૂપાળી અને ડાહી છું. મારા જેવી કોઇ છોકરી નથી એવું અંહકારવાળી હોય તેજ બોલે. (૨૬) (૮) જે પુરૂં ભણેલું હોય તે પોતાનું પોત બતાવે નહિ, અને કદાપિ અહંકારથી હદ પાર બોલે પણ નહિ, પણ જેમ અધુરો ઘડો હોય તેજ છલકાય તેમ જે થોડું ભણેલી હોય તેજ અહંકાર કરે. (૨૬) (૯) જે બીજાને તોછડાઇથી બોલે તે પોતાનું સ્વરૂપ (સ્વભાવ) ઉઘાડું પાડે છે મતલબ કે હું અંહકારી છું એમ બતાવે છે, તેની આબરૂ તણખલાની બરાબર રહે. મતલબ તેની આબરૂ બીલકુલ રહેતી નથી. (૨૬) (૧૦)

પાઠ ૧૯ મો.

વરસાદની ઝાડીઓ.

ઝડીઓ=વરસાદના ઉપરા ઉપરી ઝાપટાં.
વેગવાળી=ગતિવાન.
ભાળી=જોઇ.
નભ=આકાશ; ગગન.
છાઇ=ઢાંકી.
રવિ=સુરજ.
પળતી=દોડતી.
છટાથી=ચપળતાથી.
ધાડી=જબરી.
આંધી=વંટોળિયો; વાવાઝોડું.
ઘટા=ભરાવ.
મીચીને=બંધકરીને.
વીજ=વીજળી.
ગાજે=ગર્જના કરે.
ઇંદ્રરાય=મેઘરાજા, વરસાદ,
ટોકા=ટહુકો.
તડુકો=એકદમ રીસમાં કાઢેલો અવાજ.
મુસળધાર=જાડી ધારમાં પડતો હોય તેવો; જોરમાં પડતો હોય એવો.
પેખો=જુઓ.
મેડક=દેડકો.
જોરભરી=જોસબંધ.
નાવજ=વહાણજ.
પૂરપાટે=ઝપાટાબંધ.
નીકો=પાણી જવાનો માર્ગ; ગટર.
નિકોરી=મોરી, પાણી જવાનો સાંકડો માર્ગ

| | | |
|---|---|---|
| સરો=સરોવર; તળાવો. | મેઘજળ=વરસાદનું પાણી, | ધરતી=જમીન. |
| ખેડુ=ખેડુત. | ત્રાસે=કંટાળે. | છવાઇ=ઢંકાઇ. |
| પ્રવાસી=મુસાફર. | તૃણ=ઘાસ. | શું=કેવી. |
| કાયર=હેરાન. | | સહુ=બધા. |

**સમજુતી**—કાળી, વેગવાળી, રૂપાળી, ઘણી વાદળીઓ આકાશમાં જતી તે જોઇ, તે (વાદળી) સુરજને ઢાંકીને છટાથી દોડતી તેથી તેની ઘણી જાડી ઘટાથી વંટોળીઓ થયો. (૧) ઘણી વીજળી થાય છે તેથી આંખો. મીચીએ છીએ, ઘણા જોરથી મેઘરાજા ગર્જના કરે છે; તેનો જવાબ મોર ટહુકો કરી આપે છે, સિંહો એકદમ રીસમાં અવાજ કાઢે છે ને માથું અફાળે છે. (કારણ કે સિંહ સમજે છે મારા કરતાં બળવાન કોઇ નથી ત્યારે આ અવાજ કોણ કરે છે એમ સમજી એકદમ રીસમાં આવી અવાજ કાઢી માથું પટકે છે.) (૨) મુસળધાર પાણી પડે તે તમે જુઓ, દેડકો ડેંડું કરે છે તે જુઓ. જોસબંધ ઝપાટાથી નદી ચાલે છે તે જુઓ, ઝપાટા બંધ વહાણ ચાલે છે તે જુઓ, (૩) નાની મોરીઓ અને ગટરો પાણીથી ભરાઇ અને સરોવરોમાંથી પાણી છલકાઇ જાય છે; ખેડુત અને મુસાફર વરસાદથી ભીંજાઇ ગયાં છે, તેથી તેઓ ઝાડો નીચે ઉભા રહ્યા છે. (૪) પેલાં પશુઓ વરસાદથી કંટાળીને નાસે છે વળી પક્ષીઓ વરસાદના પાણીથી કંટાળે છે; લોકો ઘરો બંધ કરીને ભરાઇ બેઠા તેઓ ટાઢથી ધ્રૂજે છે તેથી તાપણી લઇ બેઠા છે. (૫) લીલા ઘાસથી પૃથ્વી ઢંકાઇ છે તેથી હે! બાઇ ઇશ્વરની વાડી ( આ દુનીઆ ) શું બની રહી છે! વરસાદથી દાણા, ફૂલો અને ફળો થવાનાં તેથી બધા લોકોનાં દુ:ખ જવાનાં (૬)

પાઠ ૨૪ મો.
આળસ વિષે.

આળસ=સુસ્તાઈ.
બંધીવાન=કેદી.
શીદ=શા માટે.
વણ=વગર.
વણ વાંકે=વગ ગુન્હાએ
નુકસાની=હાનિ.
દાઝ=બળાપો.
નવ=નહિ..
રાય=રાજા.
તજી=છોડી.
સહીએ=ખમીએ; વેઠીએ.

કર=હાથ.
વશ=તાબે.
ડગ=ડગલું.
ચરણ=પગ.
હેડ=જે મોટાં કોરેલાં લાકડામાં ગુનેગારનો પગ ઘલાવી રાખવામાં આવે છે તે.
ધરી=નાખી.
વારી=અટકાવી; ખાળી
ભણતર=ભણવું તે.
લાભ=નફો, ફાયદો,
લણવા=ભેગા કરવા; મેળવવા.

જર=પૈસો; નાણું.
જશ=આબરૂ.
દરિદ્રતા=ગારબાઇ; ભિખારીપણું.
અવગુણકારી=અવગુણ કરનારી; નુકસાનકારક.
નિશ્ચે=નક્કી,
સ્વપ્ને=સ્વપ્નામાં.
જડ=મૂળ.
જામે=ફેલાય.
વિસ્તાર=ફેલાવો.
પામે=મેળવે.
સમી=બરાબર; જેવી.

સમજુતી—ઓ આળસડી તું શા વાસ્તે કેદી બનાવે છે! વગર વાંકે કામ ભુલાવીને શા માટે હાનિ કરાવે છે? કોઇ ઉદ્યમ કરતાં ખાળે તો તેના પર મનમાં બળાપો થાય, પણ તારા પર તો જોર ફાવતું નથી ઓ આળસડી તું શા વાસ્તે કેદી બનાવે છે વગર વાંકે કામ ભુલાવીને શા માટે હાનિ કરાવે છે? (૧) જો રાજાની આજ્ઞાથી ધંધો છોડી દઇને બેસી રહીએ તો ( નુકસાની વેઠીએ ) નુકશાન થાય; તો તે રાજાને જુલમી કહીએ. ( ટેક ) ( ૨ ) હે! આળસડી તેં જેના હાથ ( આળસરૂપી ) બંધનથી બાંધી લઇ કબજે કર્યા, તેણે તો તરતજ ધંધો છોડી દીધો. ( ટેક )

(૩) જે તારે તાબે થાય એટલે આળસ કરે તે એક ડગલું પણ ચાલી શકે નહિ જાણે કે તેના પગમાં હેડ ઘાલી હોયની ! તું જબરી અને ખરી જુલમીજ છે. (ટેક) (૪) તું વાંચતાં અટકાવે જાણે કે આંખે પાટા બાંધ્યા હોયની ! છે તરત પુસ્તક (વાંચવાનું) છોડી દે છે. (ટેક) (૫) તું ભણતર ભણવા દેતી નથી. તેમજ પરમેશ્વરના ગુણ ગણવા દેતી નથી; મતલબ કે પરમેશ્વરનું ભજન કરવા દેતી નથી; તું વધારે ફાયદો મેળવવા દેતી નથી. (ટેક) (૬) તું પૈસા કે આબરૂ મેળવવા દેતી નથી. મિત્રોને મળવા દેતી નથી; તેમજ શિખામણ સાંભળવા પણ દેતી નથી. (ટેક) (૭) તું ગરિબાઇ આપનારી છે, તેમજ શરીરને નુકસાન કરનારી છે; તું નક્કી બહુજ નઠારી છે. (ટેક) (૮) અમે તારાથી મનમાં બહુ બીએ છે તેથી સ્વપ્ને પણ તને સંઘરીશું નહિ; તને વેરી સમજીને હંમેશાં દૂર કરીશું મતલબ કે તને અમારા શરીરમાં પેસવા દઇશું નહિ. (ટેક) (૯) તારાં મૂળ ધીમે ધીમે ફેલાય છે, અને પછી તો બરાબર ફેલાવો પામે છે. તને દલપતરામ કવિએ રોગી જેવી દીઠી. મતલબ કે રોગીને જોવાથી જેમ ચીતળી ચઢે તેમ તને જોઇ દલપતરામને ચીતળી ચઢી. (૧૦)

## પાઠ ૫૫ મો.

### બાળાઓને બોધ.

બાળા=બાળકી.
બોધ=ઉપદેશ.
પ્રભાત=સૂર્યોદય થતાં પહેલાં જ્યારથી અજવાળું થવા માંડે છે ત્યારથી સૂર્યોદય થતાં સુધીનો વખત તે; પરોઢ.
પરમ=મોટા.
પરમેશ=મોટા ઇશ્વર.
લીજે=લઇએ.
પૂર=પૂરો.
ઉત્સાહ=હોંસ; ઉમંગ.
કાજ=કામ.
સ્નાન=નહાવું તે.
ભોગ=દુઃખ ભોગવવું તે.
ઇશ=પરમેશ્વર.
આરાધીએ=પૂજીએ; ભજીએ.
જંજાળ=ખટપટ.
પદ=પગ.

| | | |
|---|---|---|
| પ્રણમીએ=નમીએ. | ઉચરીએ=બોલીએ. | યત્ન=ઉપાય. |
| રે'મ=રહેમ; મીઠી નજર | મધુરવાણી=મીઠા શબ્દ. | આગે=અગાડી. |
| બાંધુ=ભાઈબેન વગેરે. | ઠાઠ=ભપકો. | સંગ=પાસ. |
| ભાવ=પ્રેમ. | ઘોંઘાટ=અવાજ. | ખંત=કાળજી. |
| આણી=લાવી. | સમય=વખત. | સકળ=બધા. |
| ઉલટ=ઉમંગ; હોંસ. | કોટી=કરોડ. | કાં'ન=કહાન કવિ, |

**સમજુતી**—સૌ બેનો હંમેશાં સવારમાં ઊઠીને; મોટા પરમેશ્વરનું નામ લઈએ પછી ખરો ઉમંગ અને આનંદ મનમાં લાવીને સઘળાં કામ બરાબર કરીએ, સૌ બેનો હંમેશાં સવારમાં ઊઠીએ. (૧) નહાવાથી શરીર સુધરે છે અને રોગના ભોગ થતા (રોગનું દુઃખ ભોગવતા) બચીએ છીએ; ચિત્તને સુધારીએ, પરમેશ્વરને ભજીએ અને જગતની ખટપટમાં ફસીએ નહિ. (ટેક) (૨) મા અને બાપના પગને હેતથી નમીએ મતલબ કે માબાપને પગે લાગીએ, ભાઈબેનમાં મીઠી નજરથી હેત લાવીએ ઘરનું સઘળું કામ ઉમંગથી શીખીએ, અને મોઢેથી મીઠી વાણી બોલીએ. ( ટેક ) (૩) જ્યાં આઠ વાગે કે ઠાઠ મૂકી દઈને અવાજ કર્યા વગર પ્રેમથી પાઠ કરો નાનપણનો વખત શીખવાને માટે સારો છે આગળ કરોડો ઉપાયથી એ (વખત) મળશે નહિ. (ટેક) (૪) સારા માણસની દોસ્તીનો પાસ હંમેશાં લેવો મતલબ કે સજ્જનની દોસ્તી હંમેશાં કરવી અને નઠારા માણસને જોઈ આઘા ખસવું મતલબ કે દુર્જનની દોસ્તી કરવીજ નહિ; સુખમાં અને દુઃખમાં જીવ આનંદમાં રાખવો એમ શરીર અને મનને ઘણું કસવું. (ટેક) (૫) કાળજી રાખીને સઘળા સારા સદ્ગુણો શીખવા અને હંમેશાં સારી વાત પણ સાંભળો તોજ આ લોક અને પરલોક સુધરે મતલબ કે મૃત્યુ લોક અને સ્વર્ગ લોક બને કામ સધાય

કહાન કવિ કહે છે કે ઉપલી શિખામણો પ્રમાણે જે નારીઓ ચાલશે તેની નિંદા થશે નહિ. (ટેક) (૬)

| | | |
|---|---|---|
| **પાઠ ૨૮ મો.** | ઉર=મન, | ધ્યાન=સ્મરણ. |
| **નદીનો પનઘટ.** | નાવડી=હોડકું; નાની હોડી. | મછ=માછલાં. |
| | | તયારી=તૈયારી. |
| પનઘટ=ઓવારો, | નૌકા=હોડી; વહાણ. | પુરણ=પુરં. |
| વિમળ=મેલ વગરની સ્વચ્છ; નિર્મળ, | જહાજ=મોટું વહાણ | વામે=દુર થાય. |
| | વિદેશ=પરદેશ. | નભ=આકાશ, |
| વારિ=પાણી. | લાવો=ઓરીઓ; ઓરતો. | વિષે=માં, |
| છિપે=મટે. | વણજ=વેપાર. | નભવિષે=આકાશ |
| તરસ=પ્યાસ; શોષ. | નફો=ફાયદો; લાભ. | તહાં=તે ઠેકાણે, |
| બેડું=ગાગર ને ઘડો. | વિશેષ=વધારે. | તરૂ=ઝાડ, |
| શિર=માથું | કીઓ=કોઇ. | છાંય=શીળો; છાંયડો |
| શિરપરે=માથાપર | બગ=બગલો. | ગમન=જવું તે, |
| રવ=અવાજ. | ધસારે=ધસારાબંધ. | |

**સમજુતી**—આ દહાડામાં ( ફાગણ ચૈત્રમાં ) ઓવારા પર ઉભા રહીને નિર્મળ, વાંકડી નદીને જતી જુઓ; તે બહુ શોભે છે; તેમાં (નદીમાં) કાચનાં જેવું ઘણું ચળકતું પાણી વહે છે. તેનું મીઠું પાણી પીવાથી મોંઢામાંની તરસ મટે છે. (૧) ત્યાં જઇને બાયડીઓ અને પુરૂષો હોંસથી નહાય છે કેવાં તરે છે! ને ગમતમાં રમીને ખુશી થાય છે; કોઇ (લુગડાં) ધુએ છે, કોઇ ઝડપથી પાણી ભરીને મનમાં ઉમંગ લાવીને માથાપર બેડાં મુકે છે. ( ૨ ) મોજી માણસો સ્વચ્છ (જેમાં કાદવ પાણી ન હોય તેની) હોડીઓ ચલાવે છે; જુઓ વહાણ માલ લઇને ઝડપથી આવે છે; ઘણા

માણસો મોટા વહાણમાં બેસી (વેપાર માટે) પરદેશ જાય છે; વેપારમાંથી ઘણો લાભ અને લાવો મળે છે, (૩) સારી ચળકતી ઘણી માછલીઓ કુદે છે, પણ કયો માછી પકડશે તે તે જાણે નહિ વળી બગલાઓ (શિકારને માટે) ઘણું ભારી ધ્યાન રાખી બેઠા છે, તેઓ માછલાને લેવા ઝડપથી તૈયારી કરે છે. (૪) પશુ પક્ષીઓને પુરેપુરૂં (જોઇએ તેવું) સુખ મળે છે; કારણ કે સારૂ ચરવાનું મળે છે જેથી ભુખનું દુઃખ દૂર થાય છે, આકાશમાં ચંદ્રમાં ખીલીને તે (ચંદ્રમાંનું પ્રતિબિંબ) પાણીમાં પડીને ત્યાં વારંવાર તરતો હાલે તે જુઓ. (૫) કિનારા પર ઉગેલાં ઝાડો બહુ સારો છાંયડો કરે છે, પક્ષીઓ કુદે છે અવાજ કરે છે, (બોલે છે) અને વળી ઉડી જાય છે, તે ચાલાક વાંકી ચુંકી ધસારાબંધ ચાલતી સમુદ્ર ભણી જવાને માટે ધ્યાન રાખે છે.

પાઠ ૩૧ મો.

રાજગીત.

રાજગીત=રાજા સંબંધી ગાયન.
રક્ષ=રક્ષણ કર.
દેવ=ઇશ્વર.
પ્રૌઢ=મોટા.
જયવંત=જશવાળા. યશસ્વી, કીર્તિવાન.
મશ=વધારે.
કીતિ=મોટાઇ.
યશ=જશ.
લંબાવ=વધાર; ફેલાવ.
જગદીશ=જગતનો. ધણી; પરમેશ્વર.
વેરી=શત્રુ.
વિખેરવા=જુદા પાડવા
રૂઠ=ગુસ્સે થા.
કાલ=મોત.
કાળ આણ=મારીનાખ
બંધ પાડ=બેસાડ.
દ્વેષ=કીનો; અદેખાઇ.
કલેશ=કંકાસ, કજીઓ
જ્ઞાન=સમજણ; અક્કલ
હુન્નર=કસબ; કળા.
અમથેરઅ=મારે મેર.
જંપ=નિરાંત.
સંપ=એકમેક.
સધો=મળો; થાઓ.
કલ્યાણ=રૂડું.
કાળ=વખત.
ગંજ=ઢગલો.
શ્રેષ્ઠ=ઉત્તમ.
જાશુ=હંમેશ, કાયમ.
ક્ષેમ=સુખ; આરોગ્ય.

| | | |
|---|---|---|
| સદભિમાનને=સારી ઉંચી લાગણીથી; સારૂં અભિમાન મનમાં લાવી. | આશરામાં. | વાળો. |
| પૂજ્ય=પવિત્ર; પૂજા કરવા જોગ. | ધર=રાખ. | પ્રાર્થના=સ્તુતિ. |
| પ્રત્યે=તરફ. | શક્તિમાન=જોરાવર. | શુભકાર=સારૂં કરનારી. કલ્યાણ કરનારી; |
| પાંખમાં=છાયામાં; | રાજેશ્વર=રાજાના પણ ધણી; પ્રભુ. | પાર=સુધી. |
| | નાથ=ધણી; પરમેશ્વર. | રાજભક્તા=વફાદાર. |
| | મહાજ્ઞાની=મોટા જ્ઞાન વાળો; ધણા જ્ઞાન | એકદીલ=સંપ. |
| | | સ્વીકાર=કબુલ કર. |

સમજુતી—હે પરમેશ્વર ! તું મોટા રાજા (પાંચમા જ્યોર્જ)નું રક્ષણ કર, એ મોટા રાજા (પાંચમા જ્યોર્જ ધણા વરસ જીવજો, હે ! પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર. એમને ધણા કીર્તિવાન બનાવ. મોજમજા, મોટાઇ અને આબરૂ આપ, અને બહુ વરસ એમનું રાજ અમારા ઉપર રાખ, હે પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર. (૧) હે જગતના ધણી પરમેશ્વર તુ ઉઠ; એના શત્રુઓને છુટા પાડવા તું શુરસ થા; અને તેમને મારી નાંખ. બધી અદેખાઇ અને કજીઓ મટાડી દે; અને અક્કલ અને કળાનો વધારો થાય એવું કર. અમારે ઘેર હંમેશાં નિરાંત સંપ અને કલ્યાણ થાય એવું કર. (૨) મોટા જ્યોર્જ રાજા પર હંમેશા જોર, આબરૂ ને સુખનું ઢગલાબંધ ઉત્તમ દાન કર. (મતલબ કે એમને જોર આબરૂ ને સુખ હંમેશાં ધણું આપ)સારી ઉંચી લાગણીથી ગરીબ અને તવંગર અથવા પ્રજા અને રાજા એમનું રાજ પવિત્ર છે એમ જાણે અને જ્યાં ત્યાંના લોક એમનાનામ પર હેત આણે એમ કર.(૩) હો સર્વ શક્તિમાન રાજાઓના પણ રાજા મોટા જ્ઞાનવાળા પ્રભુ તું અમને તારા આશરામાં રાખ પૂર્વ કિનારાથી પશ્ચિમ કિનારા સુધી એટલે આ પારથી પેલેપાર સુધી) દુનીયામાં કલ્યાણ કરનારી ધણી પ્રાર્થના થાય એમ કર અને વફાદારનો સંપ કબુલ કર. હો પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર.(૪)

## મેસર્સ સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

લોકપ્રિય થઈ પડેલી અર્થની નોટો.

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગની નોટ | ૦–૨–૦ | પાંચમીના અર્થ | ૦–૮–૦ |
| પહેલીના અર્થ | ૦–૨–૬ | છઠ્ઠીના અર્થ | ૦–૯–૦ |
| બીજીના અર્થ | ૦–૪–૦ | સાતમીના અર્થ | ૦–૧૦–૦ |
| ત્રીજીના અર્થ | ૦–૫–૦ | સુરત શાહેરનો નકશો છપાયછે | |
| ચોથીના અર્થ | ૦–૭–૬ | ચોર્યાસી તા. નકશો | ૦–૨–૦ |

કન્યા વાચનમાળા પુસ્તક પહેલાના અર્થ ૦–૪–૦
કન્યા વાચનમાળા પુસ્તક બીજાના અર્થ ૦–૫–૦
કન્યા વાચનમાળા પુસ્તક ત્રીજાના અર્થ ૦–૭–૦

### બીજા ધોરણુ માટે

અંકગણિતનાં મનોયત્ન ભાગ ૧. ચાર આના.

## "ડિકટેશન શિક્ષક"

| | | | |
|---|---|---|---|
| બાળપોથીનો | ૦–૨–૦ | ત્રીજી ચોપડીનો | ૦–૩–૦ |
| પહેલી ચોપડીનો | ૦–૨–૦ | ચોથી ચોપડીનો | ૦–૪–૦ |
| બીજી ચોપડીનો | ૦–૨–૬ | પાંચમી ચોપડીનો | ૦–૪–૦ |

દરેક ધોરણુનો "મુખગણિત શિક્ષક" તૈયાર છે.
મુંબઈ ઇલાકાની ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪ાા આના.
હિંદુસ્તાનની સા૦ ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪ આના.

કર્તા–છગનલાલ મોતીરામ શાહ, શાહપોર–સુરત.